# [illegible]ોદેવી

રાજકારણના પ્રશ્નો ચર્ચતી અને શુદ્ધ
પ્રેમનું રહસ્ય સમજાવતી પ્રેરક નવલ:

[પ્રત ૨૦૦૦

સને ૧૯૩૩

કીંમત રૂપીઆ [illegible] [illegible]


લેખક અને પ્રકાશક

રા. ધીરજરામ કેશવરામ ભટ્ટ.

C/O 'રવિવાર' ઑફીસ,

જરીવાલા બીલ્ડીંગ,

મુંબઇ ૪.

# ર્પણ પત્રિકા.

વરામને,—દેશી રાજ્યમાં ન્યાયાધીશ

ેના ચરણો આગળ રાષ્ટ્ર-પ્રેમના

એક પાઠો શીખ્યો, તેને

તરફથી સ્મરણાંજલિ તરીકે.

ધીરજરામ કેશવરામ ભટ્ટ

બી. એ.

# લેખકના બે બોલ

---

વર્ષો પ્હેલાં લખવા ધારેલું પુસ્તક વાંચકોના હાથમાં [illegible] પ્રથમ પ્રયાસ હોવાથી, આનંદ સાથે ચિંતા પણ થાય છે. ૧૯૧૫ માં એલ. એલ. બી. નો અભ્યાસ કરતાં સ્વ. મેરી કોરેલીની નવલકથા વાંચવામાં આવી. તે વખતે "ટેમ્પોરેલ પાવર્સ" ની એક ટુંકી રૂપરેખા મનમાં દોરાઇ ગઇ હતી. પણ ૧૫ વર્ષના પ્રવૃત્તિમય જીવનમાં એવી ક્ષણ ન મળી કે તે પુસ્તકરૂપે લખી શકાય. પણ ૧૯૩૦ માં નવ મહીનાની ફરજ્યાત નિવૃત્તિ મળતાં, પ્રાત:કાળનો સમય, આ પુસ્તક લખવામાં રોકાયો. અને કેટલાક વિચિત્ર સંયોગોને લીધે હવે સને ૧૯૩૩ માં આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આ નવલકથા લખતી વખતે "બોંબે ક્રોનીકલ"ના વિદ્વાન તંત્રી શ્રીયુત બ્રેલ્વી સાથે વિવાદ થયો હતો, પણ ખરો હેતુ તો "સામ્યવાદ"ની પોકળતા જાહેર કરવાનો છે. હાલમાં "સામ્યવાદ" અને "સમાજવાદ"નાં ઓથાં નીચે કેટલાકો વિચિત્ર વર્તન ચલાવી રહ્યા છે તેમની આ ચાલચલગત સ્હામે, જનતાને ચેતાવવા માટે આ પુસ્તક લખાયું છે.

પુસ્તકના પ્રકાશન માટે, મારે મારા મિત્ર શ્રીયુત ઉષાકાન્ત અને "રવિવાર"ના સંચાલકોનો આભાર માનવાનો છે. તેમના ઉત્સાહ અને સુંદર કાર્ય સિવાય આ પુસ્તક ૧૯૩૩ માં પણ પ્રસિદ્ધ થયું ન હોત. અને ખાસ ઉપકાર તો શ્રીમતિ રમાગૌરી ધીરજરામ ભટ્ટનો માનવાનો છે, કે જેની સહાનુભૂતિ સિવાય આ પુસ્તક લખાયુંજ ન હોત. રા. નર્મદાશંકર વ. દ્વિવેદીએ આ પુસ્તકનું પુનર્લેખન કરી આપેલું હોવાથી એમનો પણ આભારી છું.

પુસ્તકમાં રહેલી ત્રુટીઓ અસાધારણ ઉતાવળને લીધે છે. અને બીજી આવૃત્તિ જો જનતા માગશે તો સુધારા સાથે બહાર [illegible]ની [illegible]શા છું.

# પ્રસ્તાવના.

મેરી કોરેલીનું નામ ગુજરાતી વાંચકોને છેક અજાણ્યું નથી. Ven detta તથા Sorrows of Satan નામની એની સુંદર નવલકથાઓનું ગુજરાતીમાં ભાષાન્તર, અત્યાર અગાઉ, થઇ ચૂક્યાં છે.

'Sorrows of Satan,' 'A Romance of two worlds' 'dife Everlasting' ઇત્યાદિ નવલકથાઓ મેરી કોરેલીએ પોતાના આધ્યાત્મિક સિદ્ધાન્તો પ્રતિપાદન કરવાને લખી છે. એ ઉપરાંત 'Ven detta,' 'Thelma,' 'Wormwood,' 'Lemporal Power' ઇત્યાદિ સામાજીક વિષયોને લગતી, કોઇપણ પ્રકારના આધ્યાત્મિક સિદ્ધાન્ત માનનારાંઓને, તેમજ ન માનનારાઓને પણ રસ પડે એવી નવલકથાઓ પણ એણે રચી છે. ટીકાકારોએ મેરી કોરેલીને તેમજ એનાં પુસ્તકોને બહુ મહત્વનું સ્થાન આપ્યું નથી, પરંતુ એની નવલકથાઓની એક પછી એક નીકળતી આવૃત્તિઓપરથી એ કેટલો લોકાદર પામી છે તે સહેજે સમજી શકાય એમ છે.

ઉક્ત નવલકથાઓમાં 'Sorrows of Satan,' 'Ven detta,' ને Thelma' સૌથી વધારે લોકપ્રિય ને જાણીતી છે. અંગ્રેજીમાં એની અનેક આવૃત્તિઓ નીકળી ચૂકી છે ને પ્રથમ બેનાં તો ગુજરાતીમાં ભાષાન્તર પણ થયાં છે.

'Temporal Power' એ, પ્રમાણમાં કંઇક ઓછી જા ' છે. પરંતુ એમાં પણ મેરી કોરેલીની પ્રતિભાનાં દર્શન થયા વગર રહેતાં નથી. સુરેખ ને વૈવિધ્યવાળું પાત્રાલેખન, સબળ,

સચોટ અસર કરે એવી શૈલી, રસપ્રવાહ અખંડ રહે એવા પ્રકારની વસ્તુવિકાસ ઇત્યાદિ મેરી કૉરેલીના ગુણો આમાં પણ વ્યક્ત થાય છે.

'લીલાદેવી' એ 'Temporal Power' પરથી મારા મિત્ર રા. ભટે ઉતાર્યું છે. એઓ જેલમાં હતા તે દરમ્યાન એમણે એ પુસ્તક લખ્યું છે. એમણે શબ્દશ: અનુવાદ નથી કર્યો—એમની પાસે જેલમાં મૂળ પુસ્તક પણ નહોતુ—પરંતુ મૂળનો ભાવ ગ્રહણ કરી આપણી ભાષા ને આપણાં રીતરિવાજને અનુકૂળ થાય એ પ્રમાણે એમણે આ ગ્રંથની રચના કરી છે. મૂળનો કેટલોક ભાગ એમણે છોડી દીધો હોય એમ પણ લાગે છે.—જો કે આથી રસક્ષતિ થતી નથી એક રીતે કહીએ તો મૂળ અંગ્રેજીપરથી ટૂંકાવેલી આ ગુજરાતી કથા છે. નાનીસરખી છબીમાં જેમ મનુષ્યના બધા અવયવો પ્રદર્શિત થાય છે, તેમ મૂળપરથી ટૂંકાવેલી આ કથામાં પણ મૂળના લગભગ સર્વ અંશો જળવાઈ રહ્યા છે.

કથાનું વસ્તુ બહુ સાદું છે. માલ ઉત્પન્ન કરનાર કારીગર અને માલ ખરીદનાર પ્રજા એ બે વચ્ચે આવી વહેપારીઓ માલને મોંઘો બનાવે છે, તેજ પ્રમાણે રાજા ને પ્રજા વચ્ચે રાજ્યના અધિકારી અમલદારોજ ઘણુંખરૂં વૈમનસ્યના કારણરૂપ બને છે. આથી અમલદારોપર બધો આધાર ન રાખતાં રાજાએ જાતેજ પ્રજાના સમાગમમાં જેમ બને તેમ વધારે અવાય એવો પ્રયત્ન કરતાં રહેવું જોઇએ. આપણા ભારતવર્ષમાં આ પ્રકારની ભાવના પરાપૂર્વથી ચાલી આવે છે ને તેને અનુસરીને વિક્રમાદિ રાજાઓ છાને વેશે નગરચર્યા કરવા નીકળતા. મેરી કૉરલીની ઘણી ખરી વાર્તાઓ આપણી આર્યભાવના પ્રદર્શિત થએલી જોવામાં આવે છે, તેમ આમાં પણ ઉપર્યુક્ત ભાવનાનું નિરૂપણ કરવામાં આવેલું જણાય છે.

ભાષાંતરો આપણી ભાષામાં એટલાં થયાં છે ને એટલાં થાય છે કે હવે તો કોઇપણ ભાષાંતરને આવકાર આપવો ન જોઇએ એમ ઘણીવાર લાગે છે. સ્વદેશીના મહત્વનું આપણને હવે પૂરેપૂરું ભાન થયું છે, તો પરદેશી માલ ક્યાં સુધી આયાત કરીશું? પરંતુ એમ જાણવા છતાં કેટલોક પરદેશી માલ એવો રમણીય ને રુચિકર હોય છે, કે તેને સ્વદેશી ગણી લઇ આવકાર દેવાનું મન થાય છે. આ ભાષાંતર પણ એ પ્રકારનું છે ને 'રવિવાર' ના વાંચકોને અનેક રવિવાર સુધી એ આનંદ આપશે, એ વિષે મને શંકા નથી.

પ્રો. જ્યોતીન્દ્ર હ. દવે. એમ. એ.

# પ્રકરણ ૧ લું.



## વિચારગ્રસ્ત રાજેન્દ્ર.

---

સમુદ્રનાં ઉછળતાં મોજાં રાજમહાલયના વિશાળ ચોગાન સુધી લગભગ પહોંચતાં હતાં. ભરતીનો સમય હતો એટલે એક પછી એક મોજું ધસારાબંધ આવી આગળ માર્ગ કરતું હતું.

સૂર્યોદયનો સમય હતો. ઉષાનો લાલ પ્રકાશ અદૃશ્ય થઇ તેને સ્થાને સૂર્યનારાયણનો સોનેરી પ્રકાશ ફેલાવાની તૈયારી થઇ ચૂકી હતી.

આ રાજમહાલયનો નિવાસી અગાસીમાં બેસી સમુદ્રનાં ઉછળતાં મોજાં અને અગાધ જળને અનિમિષ નયને નીરખી રહ્યો હતો. ગંભીર, અગાધ અને ઉછળતો સમુદ્ર ગમે તેવા ક્ષુલ્લક માણસને પણ ગંભીર બનાવી શકે છે, વિચારવંત બનાવી શકે છે, તો પછી આ રાજમહાલયનો નિવાસી ગંભીર બને એમાં શું આશ્ચર્ય!

રાજેન્દ્રને સમુદ્રની ભવ્યતા જોઇ કુદરતની અલૌકિકતાનો, ઇશ્વરની ગહનતાનો અને મહત્તાનો ખ્યાલ આવ્યો અને ઘડીભર તે પોતાનું વર્તમાન જીવન ભૂલી ભૂતકાળના જીવનમાં ઉતરી પડ્યો.

પણ થોડીવાર પછી મનમાંજ બબડ્યો: "જીવનનો કોયડો વિચારવાથી શો લાભ? વિચાર કર્યા કરવો એતો કામધંધા વગરના તરંગીઓનું કામ છે. આદર્શવાદીઓનો એ વ્યવસાય છે. મારા જેવા રાજવંશીને એમ કલ્પનાઓમાં ડૂબવું પાલવે નહિ.

"પણ શું તે સાચેજ ચઢીઆતો છે?"

"સામાન્ય રીતે એમ ધારવામાં આવે છે."

"મારા પિતા શું મનુષ્ય છે?"

"જરૂર. એમાં શંકા શી?"

"તેને રાજેન્દ્ર કોણે બનાવ્યા?"

"રાજવંશી કુટુંબમાં જન્મ થવાથી અને વંશપરંપરાના હક્કથી."

"ત્યારે તો રાજામાં મનુષ્ય કરતાં કાંઇક વધારે હોવું જોઇએ, કારણ કે માણસો ઉપર અમલ ચલાવવાની તેને છૂટ આપવામાં આવેલી છે."

"કુમાર, મને માફ કરો! રાજા મનુષ્ય કરતાં અધિક નથી, પણ લાયકાતથી માણસો તેને પોતાના રાજા તરીકે પસંદ કરે છે."

"પણ એ લાયક શી રીતે કહેવાય? મારી જેમ રાજકુટુંબમાં જન્મે એટલે?"

"હા. લગભગ એમજ. રાજકુટુંબમાં જન્મે એ પ્રથમ લાયકાત અને પછી રાજાને યોગ્ય થવાની તાલીમ લે એ બીજી લાયકાત."

"રાજાઓમાં બીજી લાયકાત ભલે આવતી હોય, પણ પ્રેમની લાયકાત આવતી નથી. પ્રેમ તેમનાથી દૂરજ રહે છે. અને કદાચ તેમનાં અંતરમાં પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે, તો તેઓ બહાર દર્શાવી શકતા નથી."

"તમે કહો છો તેમ કોઇ વખતે બને પણ ખરૂં." કહી શિક્ષકે વાત પડતી મૂકી.

રાજેન્દ્રને અગાસીપરથી નીચે આવતાં ઉપલો પ્રસંગ યાદ આવ્યો અને તે સાથેજ પોતાની યુવાનીના દિવસો આંખ આગળ તરવા લાગ્યા.

યુવાન વયે એક સ્વરૂપવાન કન્યા સાથેનો પ્રસંગ તેને યાદ આવ્યો. તે કન્યાનું-યુવતીનું નિર્દોષ, મુગ્ધ અને શરમાળ મુખ તેની નજર આગળ ખડું થયું. એ યુવતી તેને રાજપુત્ર તરીકે પિછાનતી નહોતી, છતાં બન્ને વચ્ચે નૈસર્ગિક પ્રેમ ઉદ્‌ભવ્યો હતો તેણે તેની સાથે લગ્ન કરવાનું વચન આપી દીધું.

પ્રેમનું આ દિવ્ય સ્વપ્ન લાંબો કાળ ટક્યું નહિ. તેને કહેવામાં આવ્યું, કે રાજપુત્ર સાધારણ કુટુંબની કન્યા સાથે લગ્ન કરી શકે નહિ.

તેના હૃદયને સખ્ત આઘાત થયો. શા માટે સાધારણ કુટુંબની યોગ્ય કન્યા મહારાણી ન થઇ શકે એ તે સમજી શકયો નહિ. તે પોતાના વિચારમાં મક્કમ રહ્યો. પણ અલ્પકાળમાંજ એ કન્યાનાં લગ્ન કોઇ દૂર દેશાવરમાં બીજા પુરુષ જોડે કરી નાખવામાં આવ્યાં. અને આ સમાચાર જ્યારે તેને મળ્યા ત્યારે તેનુ અંતર ચીરાઇ ગયું: તે છેકજ હતાશ થઇ ગયો!



# પ્રકરણ ૨ જું.



## કૃત્રિમ જીવનની સ્મૃતિ.

---

વિચારમાળા ચાલુજ હતી. ઉપલો પ્રસંગ બન્યા પછી રાજેંદ્રનું લગ્ન નજીકના એક નરેન્દ્રની કન્યા સાથે ગોઠવવામાં આવ્યું. આ લગ્નમાં રાજદ્વારી હેતુ હતો.

ભવિષ્યની મહારાણીનો ચહેરો નિસ્તેજ હતો, આંખોમાં ચમક નહોતી અને તેને જોતાંજ રાજેંદ્રનું અંતઃકરણ થંડું હીમ જેવું બની ગયું.

આ રાજકીય હેતુથી થએલાં લગ્ન મોટી ધામધૂમથી કરવામાં આવ્યાં. વર્તમાનપત્રોમાં બન્નેના ફોટાઓ અને બીજા કેટલાક સંવનના પ્રસંગો આપવામાં આવ્યા. વસ્તુસ્થિતિથી અજાણ જનતાને આમાં કશું ખોટું લાગ્યું નહિ. પ્રજાના ઉપદેશકો અને આગેવાનો પ્રજાને કઈ વાત રૂચે છે તે જાણીને તેજ બાબતનો ઉલ્લેખ કરે છે; છતાં પોતાનું આચરણ આપેલા ઉપલા ઉપદેશથી ઉલટુંજ રાખે છે.

નવ પરિણિત દંપતીએ સંવનનની વાત વર્તમાનપત્રોમાં વાંચી ત્યારે તેમનાં ભવાં ચઢ્યાં. લેભાગુ અને ખુશામતખોર કવિઓએ મોકલેલાં અભિનંદનો તેમણે કચરાની ટોપલીને સ્વાધીન કર્યાં. અત્યંત કંટાળા પછી લગ્નવિધિ પૂરો થયો અને જ્યારે વસલની પ્રથમ રાત્રિના મિલનનો પ્રસંગ આવી ઉભો ત્યારે મહારાણીએ સાદાં વસ્ત્રો પરિધાન કર્યાં, કેશકલાપ છૂટા થયેલા વાળ ઘૂંટણ સુધી પહોંચ્યા.

ધીમે અને દૃઢ પગલે શાંતિની મૂર્તિ સમી તે રાજેંદ્રના વિલાસ ભુવનમાં દાખલ થઇ અને મુખ ઉપર જરા પણ ક્ષોભ કે વિકાર વગર બોલી:

"મને બોલવાની રજા છે?"

અવાજમાં જરા ધ્રુજારી હતી.

રાજેંદ્રે કાંઈક હસતાં, કંઇક ગંભીરતાથી જવાબ આપ્યો:

"તમને રજા? તમે રજા માગીને મને શરમાવો છો!"

દુઃખ અને ગર્વ મિશ્રિતભાવથી મહારાણીએ કહ્યું: "આપણે હવે આ ખોટા ઢોંગનો અંત આણવો જોઈએ. આજની રાત તો આપણે જરૂર પ્રમાણિક થઇએ! આપણું આખું જીવન એક ઢોંગ માફક જવાનું છે; પણ આજે એક સાચા મનુષ્ય તરીકે અને એક સાચી સ્ત્રી તરીકે હું જે સ્થિતિમાં મૂકાયાં છીએ તેનો તોડ કાઢવો જોઇએ,"

રાજેંદ્ર સ્તબ્ધ થયો. ઓગણીશ વર્ષની યુવતીમાં આટલું બધું પાણી હશે એનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. મહારાણીપદની તે લાલચુ હતી એમજ તે માનતો હતો.

મહારાણીનો દર્દભર્યો અવાજ પુનઃ આવ્યો. તેની આંખમાં અશ્રુ આવી ગયાં. તે પડું પડું થઇ ગઇ: છતાં તે હિમ્મતથી બોલવા લાગી: "તમને ખબર હશે કે—" પણ એટલામાં તેનો અવાજ ગુંગળાયો. તેનાથી વધારે બોલી શકાયું નહિ; તે લથડવા લાગી. રાજા તેને પડતી અટકાવવા તેનો સ્પર્શ કરવા ઉઠ્યો, પણ સ્પર્શ કરે તે પહેલાં તે એકદમ પાછી હઠી અને નજીકની ખુરશીપર બેસી ગઈ.

રાજેંદ્ર માયાળુ ભાવથી બોલ્યો: "તમે શ્રમિત દેખાઓ છો. થાક લાગ્યો હશે. જરા વિશ્રાંતિ લ્યો."

મહારાણીએ દૃઢતાથી કહ્યું: "મને થાક નથી લાગ્યો, પણ જ્યાંસુધી હું મારૂં બધું હૃદય તમારી પાસે ઠાલવીશ નહિ, ત્યાંસુધી મને ચેન પડશે નહિ."

રાજેંદ્ર તેના તરફ કાંઇક માનની લાગણીથી જોઈ રહ્યો.

રાણીએ આગળ ચલાવ્યું: "આ લગ્ન કોઇ રાજદ્વારી હેતુ માટે મારા પિતાશ્રીએ અને રાજ્યના અધિકારીઓએ ગોઠવ્યાં છે; અને તેમ થવા દેવા મને મારો ભોગ આપવો જરૂરી લાગ્યો છે. તમારે પણ રાજ્યધર્મ તરીકે આ લગ્ન સ્વીકારવાં પડયાં છે, તે પણ હું સમજું છું. મારા પિતા અને તમારા પિતા આ લગ્નથી રાજી થયા છે અને તેમને રાજી કરવા મારૂં જીવન તમને સમર્પવું પડયું છે. પુરૂષોએ રચેલા નિયમો પ્રમાણે સઘળી સ્ત્રીઓના જીવનનો ભોગ પુરૂષોને મળવો જોઇએ. અને મારે તમારી દાસી થઇ રહેવું જોઇએ; તેથી એ નિયમને હું કમને—સાચા દિલથી નહિ—વશ થાઉં છું. આથીજ તમને જોઇને મારા હૃદયમાં સ્નેહની ઉર્મિ આવતી નથી, એટલે પ્રેમ સિવાય અન્ય કોઇ ચીજ તમારી છે."

તે પોતાની વિશાળ આંખોથી રાજેન્દ્ર સામું જોઇ રહી. રાજેંદ્રે નરમાશથી પૂછ્યું; "શું તમારો પ્રેમ કોઈ બીજાને સોંપાઇ ગયો છે?" આ પ્રશ્ન સાંભળી તે એકદમ આવેશમાં આવી બોલી ઉઠી: "બિલકુલ નહિ. જો મારો પ્રેમ બીજે ઢળ્યો હોત તો હું તમને પરણતજ નહિ. એવી ધૂર્તવિદ્યા મને આવડતી નથી. મારામાં પ્રેમ જેવી ભાવનાજ જાગૃત થતી નથી. નાનપણથીજ હું પુરૂષોને ધિક્કારતી આવી છું અને તેનાથી ડરતી આવી છું. પુરૂષોની હાજરીથી હું કંટાળું છું. પુરૂષોને જોતાંજ મને તિરસ્કાર આવે છે. તેથીજ મારૂં શરીર તમને સોંપતાં હું મોટામાં મોટો આત્મભોગ આપી રહી છું!"

રાજેંદ્ર વિશેષ સ્તબ્ધ બની ગયો. શું મહારાણી શુદ્ધિમાં

## ૨

નહોતી ? શું તે ઉન્માદને વશ થઇ હતી ? ના. તેવું કાંઇ નહોતું.

ગુણીએ વાત આગળ ચલાવી: "દુનિયાની ઘણી ખરી સ્ત્રીઓને મન લગ્ન પ્રાણ સમાન છે. પણ હું તો મીરાંની પેઠે એક પ્રભુમાંજ ચિત્ત પરોવવા માગું છું. કારણ કે લગ્નને હું પ્રભુતામાં પગલાં પાડવા બરાબર સમજતી નથી, પણ અધોગતિમાં સરવાનું સાધન ગણું છું."

ગુણેંદ્ર તેની પાસે આવી બોલ્યો: "ત્યારે મારે એમ સમજવું કે—"

પતિસ્નેહની ઉષ્મા વગરની રાણીએ પત્નીત્વ અને માતૃત્વ બન્નેનો સ્વિકાર કર્યો અને પોતે ત્રણ પુત્રોની માતા બની. તેમાંનો સહુથી મોટો પુત્ર આપણી વાર્તાના સમય વખતે વીશ વર્ષની ઉમ્મરનો થયો હતો.

વરસોના વહેવા સાથે તેમનાં સૌંદર્યમાં જરાએ ઉણપ આવી નહોતી અને મહારાણી એક નાનો તારક મટી પૂર્ણ ચંદ્રમા જેવી બની હતી. બીજી સ્ત્રીઓ ઉપર તે દેવી તરીકે પુજાતી હતી. તે પોતાનું જીવન એટલી સાદાઇથી અને નિયમસરપણે ગાળતી કે નિંદાખોરોને તેની કુથલી કરવાની તક મળતી નહિ. ઘણાએ યુવકો, કવિઓ, અને રાજદ્વારી પુરૂષો તેનો પક્ષ લઇ મરી ફીટતા, પણ તેનું વર્તન બધા તરફ થંડુ હતું.

લગ્ન પછીનાં એ ત્રણ વરસો સુધી તેનો પતિ પણ રાણી પાછળ મરી ફીટવા તૈયાર હતો અને તેને પીગળાવવા ફોકટ મથ્યા કરતો, પણ તેના આ પ્રયાસ નૈસર્ગિક પ્રેમનું પરિણામ નહોતા, પણ જીત મેળવવાની તીવ્ર મનોવૃત્તિના ફળ રૂપ હતા. અને જેમ જેમ તેને નિષ્ફળતા મળતી ગઇ. તેમ તેમ તે વધુ જીદ્દી બનતો ગયો. તેણે બીજી યુક્તિઓ પણ અજમાવી. બીજી રમણીઓ તરફ વધુ ધ્યાન અને વધુ પડતો વિવેક દર્શાવવા માંડયો; પણ સ્ત્રી જાતિમાં રહેલી સ્વાભાવિક અદેખાઇની લાગણી પણ મહારાણીમાં ઉદ્ભવી નહિ.

રાજેંદ્ર આ લાગણીહીનતા–સ્નેહની ઉષ્માના અભાવ સિવાય બીજી કશી ખામી કાઢી શકતો નહિ. રાણી ગૃહ–વ્યવસ્થામાં કુશળતા દાખવતી, રાજવંશી અતિથિઓની આગતાસ્વાગતા માટે કાળજી રાખતી; પણ તેમ છતાં કમળની માફક અલિપ્ત રહેતી. રાજેંદ્રને ન મળ્યો રાણીનો પ્રેમ કે ન મળ્યો બાળકોનો પ્રેમ; લગ્નને અઢારમે વરસે રાજેંદ્રના પિતા સ્વર્ગવાસી થયા અને કુંવરપદમાંથી તે રાજાના પદ ઉપર આવ્યો.

રાજગાદી ઉપર આવ્યાં ત્રણ વર્ષ પુરાં ન થયાં એટલામાં તો અનેક મુશ્કેલીઓ ઉભી થઈ. પ્રજા તેનાથી અસંતુષ્ટ રહેવા લાગી. પ્રધાનમંડળ તેને ખરી વસ્તુસ્થિતિથી અંધારામાંજ રાખતું. તેનામાં બુદ્ધિ હતી, પણ અણગમતી અને કડવી; છતાં સત્ય હકીકત તેને મળતી નહિ, પ્રધાનમંડળની ઇચ્છાનુસારજ તેને ચાલવું પડતું. પોતાના સીધા અને સમજપૂર્વક પૂછાએલા પ્રશ્નોના સંતોષકારક જવાબો ન મળવાથી કંટાળીને પોતાના પિતાની માફક જેમનું તેમ શાસન ચાલવા દીધું. આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી કૃત્રિમ જીવન ગાળી તે કંટાળી ગયો હતો.

તેથીજ તેણે આજે સ્વતંત્ર થવાનો નિશ્ચય કરી લીધો વિચારમાં, આચારમાં અને વાણીમાં સંયમ જાળવી તેણે આજ સુધી પ્રધાનમંડળને નિભાવી લીધું હતું; કારણ કે વર્તમાનપત્રો તેનું સમર્થન કરી રહ્યાં હતાં.

પણ પ્રજાના દુઃખના ભણકારા તેના કાનમાં વાગવા માંડયા હતા. એટલે તેણે નીચે આવી ફરતાં ફરતાં નિર્ણય કરી નાંખ્યો: "જો રાજતંત્રમાં સડો હશે તો હું તેનું જડમુળ કાઢી નાખીશ. મારા પ્રધાનો મને મૂર્ખ બનાવવા માગશે તો હું તેમને રજા આપીશ. મારી પ્રજાની ઇચ્છા અને સુખ દુઃખ હું જાતેજ સમજીશ. કદાચ પ્રજા મને નહિ સમજે તો? ભલે પ્રજા મારી સામે બળવો ઉઠાવે, હું તેની ખાતર રાજગાદીનો ત્યાગ કરવા તૈયાર છું. આજથી હું પ્રધાનમંડળનો કેદી હતો, પણ હવે રાજા થવાની દૃઢ પ્રતિજ્ઞા કરૂં છું. પ્રજાનું સુખ તે મારૂં સુખ છે.

રાજમહાલયમાં કોઇ સંગીત શાસ્ત્રી 'દીનાનાથ દયાળ નટવર હાથ મારો મૂકશો માં' એ પદ મીઠી હલકે ગાઈ રહ્યો હતો.

એ લીટી કાન ઉપર પડતાં રાજેન્દ્રે કહ્યું: "પ્રભુ! મારો હાથ પણ મૂકશો માં." 31,126

# પ્રકરણ ૩ જું.



## સત્તાધિકારી.

રાજા વિચારમાં તલ્લીન થઇ બેઠો હતો; એવામાં તેણે કોઇનો પગરવ સાંભળ્યો. તેની વિચારમાળા તૂટી ગઈ. તે ટેબલ પાસે ગયો અને દસ્તાવેજ વાંચતો હોય તેવો ઢોંગ કર્યો. થોડીવારમાં તેનો મિત્ર રઘુનાથ તેની સામે હાથ જોડીને ઉભો રહ્યો.

રાજા બોલ્યો: "રઘુનાથ! વખત થઇ ગયો છે? જરા વિચારમાં મશગુલ થઇ ગયો હતો."

"તમને વિચારમગ્ન રહેવામાં આનંદ પડે છે."

"ના, ના, એવું નથી. વિચારદ્વારા મગજને શાન્તિ આપતો હતો!" એમ બોલીને રાજા હસ્યો:

રઘુનાથ કાંઇ બોલ્યો નહિ. તેણે ટેબલ પરના સઘળા કાગળો બરાબર ગોઠવ્યા અને રાજાને મહંત મળવા આવનાર છે એ વાત યાદ આપી.

રાજા બોલ્યો: "રઘુનાથ! દરેક વ્યક્તિને અંતરનો અવાજ હોય છે. આજે મારા અંતરનો અવાજ મને સંભળાયો છે, ભગવાન બુદ્ધની જેમ મારે માટે પણ તે પળ આવી લાગી છે."

સર રઘુનાથે ચમકીને કહ્યું: "રાજાજી, તમને પણ આકાશ કુસુમ મેળવવાની ઈચ્છા થઈ છે. તમને પણ મૃગજળની શોધ કરવાનો શોખ થયો છે?"

રાજેન્દ્ર બોલ્યો: "રાજાઓ કોણ છે? રાજાઓ એટલે દુનિયાના અધમ અને દુ:ખી જીવો. મારે કોઈની દયાની જરૂર નથી. મારાં મિત્રરાજ્યો પડોશી મહારાજાઓની તાકેલી પીસ્તોલના ભયે અસ્વસ્થ રહે છે. તેમના પગ પાસે દારૂ ગોળાના ઢગ પડે છે. આ બધો વાંક બંધારણનો છે. હવામાં પણ ઝેરી વાયુ ગુંથાઇ ગયો છેઃ તો પછી રાજા થવામાં આનંદ કે ગર્વ ક્યાં રહ્યો?"

રઘુનાથને કાંઈક યાદ આવ્યું, તેથી તે બોલ્યો: "આ ઝેરની બાબત પરથી મને યાદ આવે છે કે તમે વિધર્મી સંપ્રદાયના મહંતને મળવાનું ઉચિત ધારો છો?"

"જા! એ આવ્યો હોય તો બોલાવ તેને, પણ ઝેર સાથે આ વાતનો શો સંબંધ છે?"

રઘુનાથ બોલ્યો: "એતો જરા મને યાદ આવ્યું કે પુરાણોમાં હળાહળ ઝેર પીવાની વાત આવે છે."

"ઠીક, રઘુનાથ, તું નિમકહલાલ છે. પેલી ચામડાની બેગમાં મઠને લગતાં કાગળિયાં છે."

એટલું બોલીને રાજા ચાલવા લાગ્યો. આરસની વિશાળ પગથી પરથી રાજા સમુદ્ર પર ઝોલાં ખાતી નૌકા જોઇ રહ્યો હતો. નૌકા રાજવંશી હતી. રાજાએ દુરબીનથી નૌકા તરફ નજર માંડી ને પૂછ્યું. "રાજકુંવર ક્યાં જાય છે?"

"સામે. એકાંતમાં ટેકરી ઉપર" રાજકુંવરને એકાંત બહુ ગમે છે." એવો જવાબ સંભળાયો.

"તેને એકાંત બહુ ગમે છે? કોઇ યુવકો પુસ્તકોમાં વખત ગાળે છે, કોઇ સંગીતની ધુનમાં વખત ગાળે છે, ને કોઈ સ્ત્રીઓની

પાછળ સમય ગુમાવે છે. કુંવરને કોઇ સ્ત્રીની ધૂન લાગી છે? રઘુનાથ ખબર છે?"

"મહારાજ! કુંવર હજી વીશજ વર્ષના છે. બાળક છે."

"રઘુનાથ! બસ એજ વયે પુરૂષો સ્ત્રીની ધૂનમાં પડે છે. મારો કુંવર પણ કોઇ સ્ત્રીની ધૂનમાં પડેલો હોવો જોઇએ."

રઘુનાથ વગર બોલ્યે શાન્ત ઉભો રહ્યો. રાજા આગળ ચાલ્યો. મહારાણીની દાસી સુવાસિત ગુલાબ, કમળ અને મોગરાના ગજરા લઇ જતી હતી. રાજાએ દાસીને પૂછ્યું." મંદિરમાં પૂજા માટે લઇ જાય છે?"

"નાજી, મહારાણીજી માટે." એટલું બોલતી બોલતી દાસી ચાલી ગઈ.

"મહારાણી માટે?" કહી રાજાએ નિઃશ્વાસ નાખ્યો." કેવાં સુંદર પુષ્પો! તેનો સહવાસ કેટલો મધુર છે?"

તે જરા આગળ વધ્યો. વિશાળ ન્યાયાસન પાસે પહોંચ્યો. અને મઠને લગતા કાગળો મંગાવી વાંચવા બેઠો. કાગળો વાંચતાં વાંચતાં તે ગણગણતો હતો:" આતો મઠાધિકારીને રાજ્યની જમીન જોઇએ છે. તેને મઠશાળા અને મંદિર બાંધવાં છે. આસપાસની પ્રજાની ચાળીસ અરજીઓ છે, કે રાજ્યે તે જમીન મઠને ન આપવી. આ પણ એક ગુંચવાડો છે. પ્રજાને રાજી રાખતાં સાધુ સંતો નાખુશ થાય અને સાધુ સંતોને રાજી રાખતાં પ્રજા નાખુશ થાય. વર્તમાનપત્રો પણ પ્રજાનો પક્ષ તાણે છે. વર્તમાનપત્રો હવાની જેમ ફર્યા કરે છે."

આવા વિચારમાં તે આગળ વધતો હતો. એવામાં બારણું ઉઘડ્યું, અને પીસ્તાલીશ વર્ષની ઉમરનો કડક મુખાકૃતિવાળોને રેશમી વસ્ત્રો પરિધાન કરેલો મઠાધિકારી અંદર આવી એક આસન ઉપર બેઠો.

ધમકી આપવા આવ્યો છે? તારી સાથે વાટાઘાટની હું જરૂર જોતો નથી. હું પ્રજાનો રાજા છું. મારે તમારી ધાર્મિક વાત સાથે નિસ્બત નથી. પ્રજા કહે છે તે પ્રમાણે હું પણ એ જમીન મહંતને સોંપવા ઇચ્છતો નથી."

રાજા મૌન રહ્યો. તેનો ગુસ્સો હજુ ઓછો થયો ન હતો. સર રઘુનાથે મહાધિકારીનો દંડ તેના હાથમાં મૂકી તેને બહાર વળાવી આવ્યો. પછી રઘુનાથ અંદર આવી બોલ્યો;" મહારાજ, આપે આજે શું કરવા ધાર્યું છે? આપે આજે એક ઘા અને બે કટકા કરવા ધાર્યા છે. આપે એનો ચહેરો જોયો? હું બધું બારીકાઈથી જોઇ રહયો હતો. તેણે અંચલમાં કાંઈ છુપાવ્યું હતું. તેની તરફ તેનો હાથ જતાં, હું તેની પાસે ગયો અને તેણે તે મૂકી દીધું."

રાજેન્દ્ર બોલ્યો: "મને એવી મિથ્યા વાતોથી ડરાવ નહિ. આજે પ્રજા પોતાના હક્ક માટે માથાં આપતાં પરવા કરતી નથી, તો પછી પ્રજાના હક્કને સારૂ, પ્રજા કલ્યાણને સારૂ, મારૂં મૃત્યુ થાય તો એથી રૂડું મૃત્યુ કયું? પણ હજુ મને ઓળખી શકી નથી. આજે પ્રજા ભલે મને ઓળખે. જ્યારે 'હિંદ સમાચાર' નો પ્રતિનિધિ આવે ત્યારે આ વાતનું નિવેદન કરજે. સર રઘુનાથ, તું નિમકહલાલ છે; મારે તારી મદદની જરૂર છે. આ વખતે મારી સહીસલામતીનો ખ્યાલ પડતો મૂક અને હું જે કહું તે કરવા તત્પર થા."



# પ્રકરણ ૪ થું.



## શીલબંધ આજ્ઞાપત્રિકા.

---

સર રઘુનાથ રાજાના વિશ્વાસુ મિત્રને તથા એક વૈદ્યને રાજ મહેલમાંજ મળવા ગયા. પ્રોફેસર રાધાકીશન અજબ વ્યકિત હતી. નાનપણામાં તેણે વાઢકાપની નવીન શોધ માટે ધુમકેતુ જેવી કીર્તી સંપાદન કરી હતી. પોતાની કીર્તિ વિશ્વવ્યાપી થવા આવી ત્યારે તેણે રાજેન્દ્રની નોકરી સ્વીકારી. કોઈ કહેતું કે તે પ્રેમમાં નિરાશ થવાથી હતાશ થયો હતો. પ્રો. રાધાકીશને 'ભૂખ' વિશે નૈતિક તથા રાજદ્વારી ઇતિહાસ લખ્યો હતો. તેનું વય પંચાવન વર્ષનું હતું, છતાં તે પાંત્રીસ વર્ષના આધેડ જેવો હૃષ્ટપુષ્ટ દેખાતો હતો. દુનિયાના સારા-માઠા બનાવોની અસર તેનાપર થતીજ નહિ. તેની મુખાકૃતિ ભીમ જેવી ઉગ્ર દેખાતી હતી.

સર રઘુનાથે રાજમહેલનું બારણું ખખડાવ્યું.

"આવો! રઘુનાથ" કરી પ્રો. રાધાકીશને તેમને આવકાર આપ્યો.

"જ્યારે કોઇ રાજા સાચુંજ બોલવા માંડે ત્યારે તે પોતાને જાળમાં વીંટે છે એમ માનવું એ ખરૂં કે નહિ? ડાકટર સાહેબ!" રઘુનાથે વાત શરૂ કરી.

"એમાં જાળમાં વીંટાવા જેવું કશુંજ નથી. એવા રાજાને તો હું વંદન કરૂં." રાધાકીશન બોલ્યો.

"ત્યારે મારે તો હાથ જોડીને આખો દિવસ ફરવું પડશે." રઘુનાથ બોલ્યો.

"કારણ?"

"કારણ એજ કે રાજેન્દ્ર આજથી સત્યજ બોલવાનો છે. પેલો મહાધિકારી આવ્યો હતો, તે વખતે એને પણ નગ્ન સત્ય સંભળાવી દીધું, ને તમને આ સીલબંધ લખોટો મોકલ્યો છે."

ડૉ. રાધાકીશને લખોટો હાથમાં લીધો અને તે ઉઘાડીને વાંચવા માંડયો. પછી બોલ્યો; "ભલે. નીમેલે વખતે હું હાજર રહીશ."

"રાજાનો આ અખતરો સફળ થાય તો ઠીક, નહિ તો.—" રાધાકીશન કાંઈ બોલ્યો નહિ. રઘુનાથ જય જય કરી ચાલતો થયો.

"આવતી કાલે રાત્રે ચોક્કસ બીજો કોઇ હુકમ ન મળે તો." રઘુનાથ જતાં જતાં આટલું કહેતો ગયો.

સાંજનું રણશીંગું ફુંકાયું, ને સંત્રી બદલાયો. રાધાકીશન બબડતો હતો: "સંધ્યા કાળ થઇ ગયો છે ને કુમાર જયવંત હજુ નૌકાવિહાર કરે છે."

એટલામાં સર રઘુનાથ ત્યાં આવ્યો ને બોલ્યો "કુમાર જયવંત વચન આપ્યા પ્રમાણે આવી પહોચ્યા છે."

"કુમાર સાહેબ બહુ સાચા બોલા છે એજ તેને ભવિષ્યમાં નઠતરરૂપ થશે." રાધાકીશન બોલ્યો. "રઘુનાથ! ઠીક છે કે તમે પરણ્યા નથી; નહિ તો આજની વાત વા લઈ જાત."

રઘુનાથ જરા હસ્યો ને બોલ્યો. "ઠીક, હું જાઉં છું. મારે રાજાનો સંદેશો કુંવર સાહેબને પહોંચાડવો છે."

"આપણા સાહસભર્યાં કામમાં કુંવર સાહેબ ભાગ લેવાના તો નથી ને? રાધાકીશને પૂછ્યું.

"ના, ના, રાજ્યે સાહેબને એમની લાંબી ગેરહાજરી પસંદ નથી." રઘુનાથે કહ્યું. "ઠીક ત્યારે કાલે રાત્રે."

એમ બોલી રઘુનાથ ચાલતો થયો.



# પ્રકરણ ૫ મું.



## પાટવી કુમાર.



સર........અમુક અમુક........રાજવી સાથે ખાણું લીધું, એવા ખબર જ્યારે વર્તમાન પત્રોમાં વાંચીએ છીએ ત્યારે બહારની પ્રજામાંથી ઘણાને અજાયબી થાય છે ને ઘણાને ધિક્કાર ઉત્પન્ન થાય છે. રાજવંશી ખાણાંઓ હમેશાં દબદબાભર્યાં, કૃત્રિમને હૃદયની લાગણી વગરનાં શુષ્ક હોય છે. 'રીત ભાત' અને 'શિરસ્તા' ની લાગણીથી વાતાવરણમાં 'મોટા માણસો' અને 'નાના માણસો' એવા વિભાગ બને છે.

રાજ-રાજેન્દ્રને આ બધી ખામીઓની ખબર હતી, તેથી તેણે પોતાના ત્રણે કુંવર અને મહારાણી સાથે પહેલીજવાર જમવાનું ગોઠવ્યું હતું. રાજેન્દ્ર આનંદમાં હતો. તેને બધુંજ આનંદદાયી લાગતું હતું. ભોજન સમાપ્ત થઇ રહ્યા પછી રાજેન્દ્ર આરામ ખુરશીપર બેઠો એટલામાંજ કુંવર ત્યાં આવ્યો.

"જયવંત! આજે નૌકાવિહાર માટે પવન અનુકૂળ હતો? તમે નૌકાવિહાર માટે વારંવાર જાઓ છો તેનું શું કારણ છે? હવા ખાવા જાઓ છો કે ટાપુનું કુદરતી સૌંદર્ય જોવા?"

કુંવર કાંઇ બોલ્યો નહિ. રાજેન્દ્રે આગળ ચલાવ્યું. "મને પણ કુદરતી સૌંદર્ય જોવાનો શોખ છે; પણ એકની એક જગ્યાએ વારંવાર જવું ઉચિત લાગતું નથી."

"જયવંત! કેમ બોલતો નથી? તારે જે કહેવું હોય તે મોકળે મને કહે." રાજેન્દ્ર બોલ્યો.

"મને થાય છે કે બધું કહી નાખું." કુંવર અસ્પષ્ટ ગણગણ્યો.

"તો પછી કહેતો કેમ નથી?"

"શું કહું? તમે મને કદિયે 'બેટા' કહીને બોલાવ્યો છે?"

"સાચું છે જયવંત; પિતૃત્વના ભાવો હું કેળવી શક્યો નથી."

"એ મારો વાંક?"

"ના, પણ જયવંત, તારૂં જીવન રાષ્ટ્રને માટે નિર્માણ થયું છે અને તેથી ઘણુંજ ઉપયોગી છે. મારા પછી રાજ્યતંત્ર તારેજ ચલાવવાનું છે. તારી રીતભાત અને જીવન મારા કરતાં રાષ્ટ્રને વધારે ઉપયોગી છે. માટે તારે જે કહેવું હોય તે છૂટથી કહે."

"તે હું જાણું છું. પણ જ્યારે તમને જોઉં છું ત્યારે એમ થાય છે કે પ્રેમવિના જીવન શુષ્ક અને નકામું છે."

"એ બધું હું ઘણાંય વર્ષોથી જાણું છું, તમે ત્યાં બેટપર જઇને આવોજ અભ્યાસ કરતા હશો, ત્યાં જઈ કવિતા લખો છો કે વાંચો છો?"

જયવંતનું મોઢું લાલચોળ થઇ ગયું. તે બોલી ઉઠ્યો: "જો હું મારા સમયનો દુરૂપયોગ કરતો હોઉં, તોજ આપ મને ઠપકો આપી શકો."

"મને એવોજ ખ્યાલ છે કે, તમે વખતનો સદુપયોગ કરી શકતા નથી. તમારી વય પ્રમાણે રમતગમતમાં કાળ ગાળતા હો તો મારે કશુંજ કહેવાનું નથી."

"વય પ્રમાણે એટલે આપ શું કહો છો?" કુંવર અધિરાઇથી બોલી ઉઠ્યો.

રાજાએ શાન્તિથી ઉત્તર આપ્યો: " કુંવર! તમને લાગે છે, કે હું ઠપકો દઉં છું; પણ તમારા જીવનને અને રાષ્ટ્રને ગાઢ સંબંધ છે. આપણા વડવા કહી ગયા છે કે રાજાની દરેક હિલચાલ ઉપર પ્રજા નજર રાખે છે. આપણે માટે એમાં ઘણું બોધદાયક છે."

"મારી કઇ હિલચાલ તમને સ્વચ્છંદી લાગે છે?"

"તમારામાં વિવેક છે, વિનય છે છતાં તમારી હિલચાલ ભેદી છે. એ ભેદીપણા ઉપર સમાજને ચીડ છે. મને લાગે છે, કે તમે મારાથી અથવા બીજા કોઇથી દબાઇને તમારા વિચારો સ્પષ્ટપણે દર્શાવતા નથી."

કુંવરનું મોં હતાશ પડતું થઇ ગયું. તે આ બધું મૂંગે મોઢે સાંભળી રહ્યો હતો. "હું કોઈથી દબાતો નથી, પણ એ સર્વ કહેવાનો હમણાં મારો વિચાર નથી." કુમારે ઉત્તર આપ્યો.

રાજેન્દ્ર તેના મગરૂર ચહેરાપર તાકીને જોઇ રહ્યો ને બોલ્યો. "તમે બેટની સફર વિશે કશો ખુલાસો આપવા માગતાજ નથી. ખરૂને?"

"હાલ તુરત તો નહિજ, મને ઘોંઘાટ કરતાં શાન્તિ વધારે પસંદ છે, તમાશા કરતાં કુદરત વધારે પસંદ છે. સવાએ કલાકના અંતરપર એ ટાપુ છે, ત્યાં જઇ જીંદગીનાં સ્વપ્નો રચવામાં હું કશુંજ ખોટું કરતો નથી."

કુંવર દઢતાથી બોલતો હતો ને રાજા આ બધું શાન્તીર્થ સાંભળતો હતો. કુંવરે આગળ ચલાવ્યું. "આપની મરજી એવા હોય કે મારે રાજ મહેલમાં વધારે સમય રહેવું, તો આપની આજ્ઞા મને માન્ય છે. આપ કહો તો રોજ 'સવારી' કાઢીને ગામમાં નીકળતો જાઉં; પણ કૃપા કરીને અભાગી સિંહાસનના વારસો ઉત્પન્ન કરવા મને અયોગ્ય ઠેકાણે પરણાવી દેતા નહિ."

રાજેન્દ્ર ઉભો થયો અને બારી બહાર નજર ફેરવી પાછા આવી જરા ગંભીરતો અને સખ્તાઇથી બોલ્યો: "જયવંત સીધા બોલો. આજે તમે શું બોલો છો તેનું તમને ભાન નથી. દરબારમાં જેટલો વખત વધારે રહેશો તેટલો તમને વિશેષ અનુભવ મળશે. તમારે ખાનગી હોય તે મને કહેવું; પછી તમારી મરજી."

કુંવર સામે જોયા વગર રાજેન્દ્ર ચાલતો થયો. જયવંતને થોડીવાર પછી ભાન થયું કે તે એકલો છે. કુંવરને આ બનાવનું રહસ્ય સમજાયું નહિ. તે અસ્પષ્ટતાથી બોલ્યો: "ફક્ત રાધાકીશનનેજ ખરી વાતની ખબર છે, ને એક વર્ષ પછી તો હું પોતેજ જાહેર કરી દઈશ."

એટલામાં બુલબુલનો મધુરો અવાજ કાને પડયો. પોતાની પ્રિયપાત્રીનું સ્મરણ તેને કંઇ કંઇ કલ્પનાઓ આપવા લાગ્યું. તે ગણગણવા લાગ્યો:" આવા સુખને માટે તો હું હજારો સિંહાસનોને લાત મારૂં. આ આઝાદીના સુખને માણવા માટે વૈભવ, સંપત્તિને સત્તા બધુંય તુચ્છ છે."

આમ બોલતો બોલતો તે કિનારા તરફ ઉપડયો.

રાજેન્દ્ર કુંવર પાસેથી મહેલમાં ગયો. મહેલનાં પગથિયાં ચડતાં તેણે વાજીંત્રનો મધુરો સૂર સાંભળ્યો, પણ તેનું ધ્યાન કુંવરના ભેદભરમો શોધવામાં હતું.

આ વખતે મહારાણી કુસુમાચ્છાદિત કુંજભવનમાં લતામંડપ હેઠળ બેઠી હતી. વચ્ચે એક ફુવારામાંથી ઝીણી ધારદાર શેરો ઉડી રહી હતી. પુષ્પો અને સ્ત્રીઓનો સુંદર મેળ જામ્યો હતો, વાજીંત્રના અને સંગીતના મધુર સૂર રાજેન્દ્ર પહોંચતાંજ બંધ થઇ ગયા. મહારાણીએ ગાન બંધ કરવા આજ્ઞા કરી હતી. રાજા બધાની સાથે જઇ બેઠો ને બોલ્યો. "હું સંગીત સાંભળવાજ આવ્યો છું."

વગરની છે. સ્ત્રીને પુરુષની ગંધ ન ગમે એટલે તેનામાં સ્ત્રીત્વ નથી એમ સમજવું. માફ કરજો, પણ હું ઇચ્છું છું કે તમે મારૂં છેવટનું એક વેણ માન્ય રાખશો."

મહારાણીએ મગરૂરીથી પુછ્યું. "તમારે શું કહેવું છે?"

"આ પત્રમાં લખ્યું છે તે વાંચી જાવ અને ફેરફાર કરવો હોય તો સૂચવો." આમ કહી રાજેંદ્રે તેના હાથમાં પત્ર આપ્યો.

પત્ર વાંચી રાણીએ રાજેન્દ્રના ખભા ઉપર હાથ મૂકી કહ્યું. "હું તમારા વિચારને મળતી થાઉં છું."

રાજાએ શુષ્કતાથી કહ્યું. "બહુજ ઉપકાર થયો."

થોડી પળો સુધી બન્ને એકબીજા સામે જોઇ રહ્યાં. પણ રાણીએ આંખો નીચી ઢાળી કહ્યું. "પણ તમારી જીંદગી—"

રાજેંદ્ર હસીને કહ્યું. "તમને મારી જીંદગીની જરાપણ દરકાર છે? એકવીશ-એકવીશ વર્ષો પછી આજે હું આ શબ્દો સાંભળું છું. તમારૂ હ્રદય કાંઇક દ્રવ્યું લાગે છે; પણ આપણે હવે અકાળે વૃધ્ધ થયાં છીએ, એટલે યુવાનીના જેટલી ઉષ્મા આવવાની નથી. મને તો મારૂં હ્રદય યુવાન લાગેછે અને ઇશ્વર કરશે તો મને પ્રેમ મળશે અને તમને પણ મળી રહેશે. પણ પ્રેમની વાત નીકળી એટલે એક વાત પુછી લઉં. શું કુમાર જયવંતે તમારી આગળ કાંઇ વાત કરી છે?

"ના બિલકુલ કરી નથી."

"હું ધારતોજ હતો. આપણે માતપિતા તરીકે વ્હાલ કે ચાહ બતાવ્યાંજ નથી. શું કોઇ દહાડો પણ જયવંતને આપણે માટે

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## સરોજ દેશપાંડે.

બીજે દિવસે સવારમાં વાદળાં ઘેરાયલાં હતાં, થોડી થોડી વારે ગડગડાટ સંભળાયા કરતો હતો. લોકોમાં બહુજ નિરાશા ઉત્પન્ન થઈ હતી આજે મંદિરમાં ખૂબ ધામધૂમ અને ઉત્સવ હતો. ફુવારાથી મંદિર સુધી સરઘસ નીકળવાનું હતું. થોડી થોડીવારે સૂર્યનો પ્રકાશ વાદળાંઓમાંથી પ્રકાશી રહ્યો હતો, તેથી મંદિરના અધિકારીઓને લાગ્યું કે વાદળ વિખરાઇ જશે.

સરઘસની તૈયારીઓ થઇ રહી હતી. આગળ નાની કુમારીકાઓ સફેદ વસ્ત્રોમાં સજ્જ થઇ ધજા પતાકાસાથે આવી પહોંચી, બપોર ના ત્રણેક વાગે મંદિરમાં ઘંટનાદ થવા લાગ્યો. મંદિર તરફ લોકોની ગીરદી થવા લાગી, વૃધ્ધ, યુવાન, સ્ત્રી, સર્વ કોઇ ધક્કા મારતાં, ધક્કા સહતાં ચાલતાં હતાં.

સરઘસ શરૂ થયું, કે તુરતજ મંદિરના અધિકારીઓ આગળ ચાલવા માંડ્યા, તેમની પાછળ કેટલાક સાધુસંતો ધૂપ હાથમાં લઈ હવામાં સુગંધ પસરાવતા ચાલતા હતા. ત્યાર પછી નાનાં બાળકો વાવટાની સાથે ચાલતાં હતાં.

સરઘસનું આ દશ્ય ટેકરી ઉપરથી બે પુરૂષો નિહાળી રહ્યાં હતાં. એ બેમાંથી એક પુરૂષ ઉંચો, કદાવર અને મજબૂત બાંધાનો હતો. તેનું મોં સિંહના જેવું અને માથું વાળોથી છવાયેલું હતું. બીજો પુરૂષ પાતળો ને સાંકડા ખભાવાળો હતો. તે પોતાની કાળી દાઢી હાથપર ફેરવ્યા કરતો હતો. તેનું ધ્યાન સરઘસ ઉપર ન હતું.

આકાશમાં, પુરૂષોમાં, સ્ત્રીઓમાં, તોફાનમાં; સર્વ સ્થળે તે વ્યાપી રહ્યો છે. મંદિરના ઉત્સવોમાં, ભભકામાં તે નહિ મળે. તમારામાં દરિદ્રનારાયણોમાં તે સાક્ષાત્ થશે."

સરોજની પ્રચંડ વકતૃતાથી બધા સ્તબ્ધ થઇ ગયા. બધાનું લક્ષ તેની તરફ ગયું. ધર્માધિકારીએ આ જોયું અને તેની કરડી નજર થઇ. મંદિરમાં બાળકો માતાની સ્તુતિ ગાઈ રહ્યાં હતાં. સરોજ ત્યાં પહોંચ્યો અને એજ ગર્જના ભર્યા સ્વરોમાં તેણે ફરી ભાષણ શરૂ કર્યું. "પવિત્ર જગતજનનીનું ગીત તમે સાંભળો છો? તે શું ચાહે છે? મનુષ્યો તમે દેવ-જનની થાવ. દરેક સાચા માણસના હૃદયમાં પ્રભુ વસે છે. માટે પુરૂષ એ દેવ છે, ને સ્ત્રીઓ દેવ-જનની છે. સત્યમાં, જ્ઞાનમાં અને સ્વતંત્રતામાં દેવ જેવા આઝાદ બનો."

આટલું બોલીને તે અટકયો, ભજન સંભળાતું નહતું. તેણે ફરી શરૂ કર્યું." મંદિરના બાર ખુલ્લાં છે. શા માટે તમે અહીં મારી પાસેજ ઉભાં છો? અંદર ચિત્રો છે. કોતરકામની અપ્રતિમ પ્રતિમાઓ છે ફુલડાંની સુગંધ છે, તો પછી અહીં મારી પાસે શા સારૂ ઉભા રહો છો? તમારામાંથી ઘણાને એક ટંકનું પેટપૂર અન્ન મળતું નથી. તમારા હાથમાં પગમાં અનેક શૃંખલાઓ ખખડી રહી છે. વિનાશ કરો એ શૃંખલાઓનો. તમને બાંધી રાખનારાં એ જેલનાં બારણાંઓ તોડીને ફેંકી દો. ન્યાયને આઝાદી માટે આગળ ધસો. આજે રાજાએ દંભી મહાધિકારીને જગા આપવાની ના પાડી છે તો કાલે આપણે સાંભળીશું કે રાજાએ-મુખ્ય પ્રધાનને રજા આપી છે. ના...ના, એવું કશુંજ નથી. હવે મુખ્ય પ્રધાન વિશે જોવાનું છે. ને આ સર બાલુભાઈ મણિલાલ મુખ્ય પ્રધાન એ કોણ છે? પ્રજાનો ચુંટેલો માણસ: પ્રજાએ મોકલેલો પ્રતિનિધિ એ પ્રજાને બેવફા નીવડયો છે-દેશ દ્રોહી છે.-રાજ્યદ્રોહી ભીરૂ છે. એક રસોઇઓ જેને આપણે

આકાશમાં, પુરૂષોમાં, સ્ત્રીઓમાં, તોફાનમાં; સર્વ સ્થળે તે વ્યાપી રહ્યો છે. મંદિરના ઉત્સવોમાં, ભભકામાં તે નહિ મળે. તમારામાં દરિદ્રનારાયણોમાં તે સાક્ષાત્ થશે."

સરોજની પ્રચંડ વકતૃતાથી બધા સ્તબ્ધ થઇ ગયા. બધાનું લક્ષ તેની તરફ ગયું. ધર્માધિકારીએ આ જોયું અને તેની કરડી નજર થઇ. મંદિરમાં બાળકો માતાની સ્તુતિ ગાઈ રહ્યાં હતાં. સરોજ ત્યાં પહોંચ્યો અને એજ ગર્જના ભર્યા સ્વરોમાં તેણે ફરી ભાષણ શરૂ કર્યું. "પવિત્ર જગતજનનીનું ગીત તમે સાંભળો છો? તે શું ચાહે છે? મનુષ્યો તમે દેવ-જનની થાવ. દરેક સાચા માણસના હૃદયમાં પ્રભુ વસે છે. માટે પુરૂષ એ દેવ છે, ને સ્ત્રીઓ દેવ-જનની છે. સત્યમાં, જ્ઞાનમાં અને સ્વતંત્રતામાં દેવ જેવા આઝાદ બનો."

આટલું બોલીને તે અટકયો, ભજન સંભળાતું નહતું. તેણે ફરી શરૂ કર્યું." મંદિરના બાર ખુલ્લાં છે. શા માટે તમે અહીં મારી પાસેજ ઉભાં છો? અંદર ચિત્રો છે. કોતરકામની અપ્રતિમ પ્રતિમાઓ છે ફુલડાંની સુગંધ છે, તો પછી અહીં મારી પાસે શા સારૂ ઉભા રહો છો? તમારામાંથી ઘણાને એક ટંકનું પેટપૂર અન્ન મળતું નથી. તમારા હાથમાં પગમાં અનેક શૃંખલાઓ ખખડી રહી છે. વિનાશ કરો એ શૃંખલાઓનો. તમને બાંધી રાખનારાં એ જેલનાં બારણાંઓ તોડીને ફેંકી દો. ન્યાયને આઝાદી માટે આગળ ધસો. આજે રાજાએ દંભી મહાધિકારીને જગા આપવાની ના પાડી છે તો કાલે આપણે સાંભળીશું કે રાજાએ-મુખ્ય પ્રધાનને રજા આપી છે. ના...ના, એવું કશુંજ નથી. હવે મુખ્ય પ્રધાન વિશે જોવાનું છે. ને આ સર બાબુભાઇ મણિલાલ મુખ્ય પ્રધાન એ કોણ છે? પ્રજાનો ચુંટેલો માણસ; પ્રજાએ મોકલેલો પ્રતિનિધિ એ પ્રજાને બેવફા નીવડયો છે-દેશ દ્રોહી છે.-રાજ્યદ્વારી ભીરૂ છે. એક રસોઇઓ જેને આપણે

રસ્તામાં એક માણસ બીડી પીતો ઉભો હતો. સરોજે તેને ખબર પૂછ્યા: "કાં કેમ છો?"

"ઠીકછે. કાલ કરતાં સારૂંછે. છોકરૂં તો મરી ગયું."

આ સાંભળી સરોજ ચમક્યો. સરોજ તેના ઘરમાં ગયો. મૃતબાળકની મા મૃત બાળક ઉપર હાથ રાખીને ઘસઘસાટ ઉંઘતી હતી.

"એને તો ભૂખ લાગી હતી. પણ એ ગાંડી ન થઇ જાય એટલા માટે મેં એની માને અફીણ ખવરાવ્યું છે, એટલે એ ભૂખને દુ:ખ બેય ભૂલી ગઇછે!"

સરોજના મજબુત હૃદયમાં આઘાત થયો ને તેની આંખમાંથી આંસુ સરી પડયાં: "પ્રભુ ક્યાં છે? પ્રભુ આવાં દશ્યો કેમ જોઇ શકે છે?" તેના મનમાં વિચાર આવ્યો: "પ્રભુ નથી એમ મને લાગે છે."

"મનુષ્ય કે પ્રભુ કોઇની મને ખબર નથી. મેં કોઈનું બગાડયું નથી. ને છતાંય આ સ્થિતિમાં આવી પડયો છું!"

"હું ગરીબ છું: તો પણ આ પૈસા લે અને તારા બાળકને દફનાવ. આ બાઇ જાગે ત્યારે તેને આશ્વાસન આપજે." આટલું કહીને સરોજે તેના હાથમાં પૈસાની થેલી મુકી.

મોહસીનના હૃદયમાં કંઇ કંઇ વિચારો આવી ગયા. "કેવો આત્મ ભોગ! રાજાને આવાં માણસોની ઇર્ષ્યા શા સારુ આવવી જોઇએ?"

સરોજ આગળ ચાલ્યો. રસ્તે એક માણસ છાપું વાંચી રહ્યો હતો. સરોજ તેના તરફ શંકાથી જોઇ રહ્યો એ મનુષ્યનાં કપડાં ચીંથરેહાલ હતાં, છતાં તેના મુખપર ગૃહસ્થનાં લક્ષણો હતાં.

"આવી તોફાની રાત્રે ઝાંખા પ્રકાશમાં આ શું કરો છો?"

"મને હમણાંજ કચરાના ટોપલામાંથી આ છાપું મળ્યું." પેલા માણસે સહજ હસીને જવાબ આપ્યો

એમ કહીને પોતા વિશેની સર્વ બિના મગરૂરીથી તે વાંચી ગયો.

"ભાઇ સરોજ! મને પણ કામ કરવાની તક આપ. મા પાસે થોડો પૈસો છે. તે મને ગરીબોમાં વાપરવા દે. મારો હાથ પકડીને મને દોર."

સરોજે રાજુનો હાથ પકડયો ને બોલ્યો: "દોસ્ત રાજુ! શું તું ખરેખર ગરીબોની સેવા કરવા ઇચ્છે છે?"

"ખરેખર ગરીબોનાં દુઃખ ટાળવા હું તૈયાર છું. રાજ્યના કુધારા ટાળવા હશે, તોપણ હું મદદ કરીશ; અને છાપાંમાં લખાણ પણ કરીશ."

સરોજે જવાબ આપ્યો: "બહુ ઉતાવળા ન થાઓ. અમારી સાથે જોડાવું હશે તો તમારે જીંદગીભરની પ્રતિજ્ઞા લેવી પડશે."

"તે પણ લઇશ."

"પણ તમારા દોસ્તીદારોનું શું?"

"તેઓ પણ મારી સાથે જોડાશે. ભાઇ રઘુ તથા ક્રીશના, આવો આપણા આ નવા મિત્રને મળો."

બન્ને આગળ આવ્યા અને સરોજ દેશપાંડેને મળ્યા.

રાજુએ કહ્યું: "ભાઇઓ! આ સરોજ દેશપાંડે છે."

દેશપાંડેએ કહ્યું: "જોડાયા પહેલાં પૂરતો વિચાર કરજો; કારણ કે હજી પણ તમે છૂટા છો, એટલે જોડાયા નથી. પણ એકવાર જોડાયા પછી છૂટવું મુશ્કેલ છે."

ત્રણે જણા મંડળમાં દાખલ થવામાં મક્કમ હતા. આથી સરોજ ત્રણેની સાથે પોતાના ઘર તરફ ચાલ્યો. ઘર પાસે આવી પહોંચતાં અમુક બત્તીથી નિશાની કરી, એટલે બારણું ઉઘડયું અને ચારે જણા અંદર દાખલ થયા. તેમની પાછળ બારણું બંધ થયું અને રસ્તામાં અંધકાર પથરાઇ રહ્યો.

એમ કહીને પોતા વિશેની સર્વ બિના મગરૂરીથી તે વાંચી ગયો.

"ભાઇ સરોજ! મને પણ કામ કરવાની તક આપ. મારી પાસે થોડો પૈસો છે. તે મને ગરીબોમાં વાપરવા દે. મારો હાથ પકડીને મને દોર."

સરોજે રાજુનો હાથ પકડયો ને બોલ્યો: "દોસ્ત રાજુ! શું તું ખરેખર ગરીબોની સેવા કરવા ઇચ્છે છે?"

"ખરેખર ગરીબોનાં દુઃખ ટાળવા હું તૈયારછું. રાજ્યના કુધારા ટાળવા હશે, તોપણ હું મદદ કરીશ; અને છાપાંમાં લખાણ પણ કરીશ."

સરોજે જવાબ આપ્યો: "બહુ ઉતાવળા ન થાઓ. અમારી સાથે જોડાવું હશે તો તમારે જીંદગીભરની પ્રતિજ્ઞા લેવી પડશે."

"તે પણ લઇશ."

"પણ તમારા દોસ્તીદારોનું શું?"

"તેઓ પણ મારી સાથે જોડાશે. ભાઇ રઘુ તથા ક્રીશ્ના, આવો આપણા આ નવા મિત્રને મળો."

બન્ને આગળ આવ્યા અને સરોજ દેશપાંડેને મળ્યા.

રાજુએ કહ્યું: "ભાઇઓ! આ સરોજ દેશપાંડે છે."

દેશપાંડેએ કહ્યું: "જોડાયા પહેલાં પૂરતો વિચાર કરજો; કારણ કે હજી પણ તમે છૂટા છો, એટલે જોડાયા નથી. પણ એકવાર જોડાયા પછી છૂટવું મુસ્કેલછે."

ત્રણે જણા મંડળમાં દાખલ થવામાં મક્કમ હતા. આથી સરોજ ત્રણેની સાથે પોતાના ઘર તરફ ચાલ્યો. ઘર પાસે આવી પહોંચતાં અમુક બત્તીથી નિશાની કરી, એટલે બારણું ઉઘડયું અને ચારે જણા અંદર દાખલ થયા. તેમની પાછળ બારણું બંધ થયું અને રસ્તામાં અંધકાર પથરાઇ રહ્યો.

# પ્રકરણ ૭ મું.

## આદર્શવાદીઓ.

સરોજ ત્રણે જણને એક મોટા દાદર ઉપર થઈને બીજે માળે એક મોટા ઓરડામાં લઈ ગયો. દાદર ઉપર પુષ્કળ અંધારું હતું, એટલે એક બે વાર જરા પડતાં-આખડતાં ઉપર ચઢયાં. ક્રીષ્નાએ તેની મદ્રાસી ભાષામાં એકવાર સંભળાવી દીધી, પણ રાજુએ કાનમાં કાંઈ કહ્યું, તેથી ચૂપ થઈ ગયો.

ઓરડામાં પંદરથી વીશ માણસો એક ગોળ ટેબલની આસપાસ બેઠાં હતાં અને બે દીવા બળતા હતા. જેવો સરોજ દાખલ થયો કે બધા ઉભા થઈ ગયા. બધાએ ડાબો હાથ ઉંચો કરી 'નમસ્તે' કર્યું.

પણ એક વ્યક્તિ બેસી રહી હતી. તે ઉભી પણ ન થઇ, તેમ તેણે નમન પણ ન કર્યું. તે પગથી માથા સુધી કાળા ઝભ્ભામાં હતી. તેમાંથી તેની શ્વેત ગ્રીવા અને સોનેરી વાળનો છુટો અંબોડો દેખાતો હતો. તેને જોઇને રાજુના હૃદયમાં કંઇક ઝણઝણાટી થઇ અને તેના મિત્રના કાનમાં કહ્યું: "નાટકમાં સ્ત્રી પણ લાગે છે, રસ જામતો જાય છે."

રઘુ અને ક્રીષ્ના જરા વધારે ગભરાએલા દેખાતા હતા, તેથી કશું બોલ્યા નહિ. સરોજે આ કશું જોયું નહિ અને બોલ્યો: "આજે હું ત્રણ નવા 'દોસ્તો' લાવ્યો છું હું તેમને શોધવા ગયો નથી, પણ તેઓ મને શોધતા આવ્યા છે. તેઓ પોતાનાં નામ અને શરીર આ આપણી ક્રાંતિકારક ટોળીને અર્પણ કરે છે, અને આપણાં કાર્ય માટે પોતાની જાત સમર્પણ કરવાની ઇચ્છા રાખે છે."

હાજર રહેલા ૧૫-૨૦ માણસોએ તેને વધાવી લીધો અને

નાસીર મહમદ આગળ વધી બોલ્યો. "ભલે પધાર્યા, નવા દોસ્તો! સરોજ, એમની ઓળખાણ તો કરાવ."

સરોજે કહ્યું: "તેઓ જાતેજ ઓળખાણ કરાવશે. હમ્મેશની જેમ તેમની પરીક્ષા કરો" એમ કહી રાજવંશી ઢબે તે બેઠો.

ક્રીષ્ના પાછો કાંઇક બબડયો: એટલે સરોજે તેની ભવ્ય આંખો તેના તરફ તાકીને પુછ્યું. "ભાઇ, શું થાય છે? તું શું બીએ છે?"

ક્રીષ્ના બોલ્યો: "અમારી શી પરીક્ષા કરવાની હોય? અમે ત્રણ તો સાહસિક છીએ. અમારે વળી કહેવાનું શું હોય? હું તો મારા દેશના રાજાની નોકરીમાં હતો, ત્યાં જુઠું બોલવા માટે પગાર મળતો હતો. પણ એક દિવસ સાચું બોલતાં નોકરીમાંથી રજા મળી અને રસ્તામાં રખડતો થયો. મારા મિત્ર રાજુને ઘણું કહેવાનું છે."

સરોજે એક મોટું પુસ્તક કાઢયું અને નાસીરને પુછ્યું. "ચાલ, સવાલ તું પુછે છે કે હું પૂછું?"

નાસીરે સવાલ પુછવા શરૂ કર્યા: "દોસ્તો, એક કતારમાં ઉભા રહો અને એક પછી એક નામઠામ બોલવા માંડો"

"રાજુ, રઘુ અને ક્રીષ્ના," એવો જવાબ મળ્યો.

"રાજુ, તમારી જાત અને દેશ કહો."

રાજુએ હસીને કહ્યું: "ગુલામોને જાત કેવી અને દેશ કેવો? હું તો ગુલામ છું અને તમને મારી સેવાનીજ જરૂર હોય તો મારી જાત તથા દેશ પુછતા નહિ."

"અને રઘુ, શું તમે પણ ગુલામ છો?"

"ના. હું સ્વતંત્ર છું."

"અને તમે ક્રીષ્ના?"

"હું તો મદ્રાસી છું અને રાજ્યકર્તાઓનો પાકો દુશ્મન છું

અને ખાસ કરીને મારા રાજ્યકર્તાનો દુશ્મન છું."

સરોજ ભયંકરતાથી હસ્યો અને બોલ્યો; ભાઇ ક્રીષ્ના, આ મશ્કરી કરવાનું સ્થળ નથી."

"મશ્કરી તમને લાગતી હશે, પણ હું અહીં શામાટે મારો દેશ છોડી આવી વસ્યો છું ?"

"ઠીક, ઠીક," સરોજે કહ્યું. તમારે નાતજાત કહેવામાં વાંધો હોય તો અમારે તેમાં ઉંડા ઉતરવાની જરૂર નથી. જુઓ, હું અમારા મંડળના નિયમો વાંચું છું તે ધ્યાનપૂર્વક સાંભળજો."

"નિયમો વંચાયા પછી અમારે સભ્ય ન થવું હોય તો?" રાજુએ પ્રશ્ન કર્યો.

આ સવાલ સાંભળી આખું મંડળ સ્તબ્ધ બની ગયું. સરોજ ધીમેથી પણ ભારપૂર્વક બોલ્યો: "તો કાંઈ ફીકર નહિ. તમારે આ બાબતનો એક પણ શબ્દ બીજા કોઈ આગળ ઉચ્ચારવો નહિ, એવા આકરા સોગંદ લેવા પડશે અને તમે આ આકરા સોગંદ પાળો છો કે નહિ તેની તપાસ રાખવા માટે પ્રતિક્ષણે તમારી પાછળ અમારા અનુચરો ફર્યા કરશે અને જરા પણ સંદેહ પડયો કે તમે આ ક્ષણભંગુર જગતનો ત્યાગ કરશો."

રઘુનાથ બોલ્યો: "જોયું? આમાં ભય છે!"

રાજુ તડુકયો: "શાનો ભય? મોતનો? જરૂર, આપણે વચનભંગ કરીએ તો એજ શિક્ષા યોગ્ય છે. જો ભાઇ, તમે બીતા હો તો પાછા ફરો, હજી વખત છે. મેં તો નિશ્ચય કરી નાંખ્યો છે. હું તમારા ક્રાંતિકારક મંડળનો સભાસદ થાઉં છું અને મારાથી બનતી સેવા કરીશ."

આ સાંભળી મંડળે હર્ષનાદ કર્યો. રઘુ અને ક્રીષ્નાએ રાજુની આંખો ઉપરથી જોણી લીધું કે તેણે નિશ્ચય કરી લીધો છે: તેથી

પોતાની પણ મંડળના સભ્ય થવાની ઇચ્છા બતાવી; એટલે નાસીરે લોખંડની તીજોરીમાંથી એક મોટો દસ્તાવેજ કાઢયો અને સરોજના હાથમાં આપ્યો. તેણે ધીમા પણ સ્પષ્ટ અવાજે નિયમો વાંચવા માંડયા:

"અમે ક્રાંતિકારી મંડળના સભાસદો, જેઓ એક બીજાની સાથે મૃત્યુ અને જીવનની સાંકળથી જોડાયા છીએ; તે આજથી ભીષણ પ્રતિજ્ઞા કરીએ છીએ કે જે સ્વાર્થી અને જુલ્મી રાજ્ય, જે ગરીબો ઉપર જુલ્મ વર્ષાવી રહ્યાં છે તેનો અંત લાવીશું નહિ, ત્યાં સુધી જંપીશુ નહિ.

પ્રતિજ્ઞા પહેલી–પુરૂષ કે સ્રીની સ્વતંત્રાની આડે આવતા કોઇ પણ કાયદાનો અમે ભંગ કરીશું.

પ્રતિજ્ઞા બીજી–અમે લોકો ઉપર પડતા ત્રાસદાયક જુલ્મી કરોની સામે થઇશું.

પ્રતિજ્ઞા ત્રીજી–હાલના નાલાયક રાજતંત્રનો નાશ કરી પ્રજાતત્ર દાખલ કરીશું.

પ્રતિજ્ઞા ચોથી–હાલના મુખ્ય પ્રધાનની પ્રપંચી તથા સ્વાર્થી નીતિ ખુલ્લી પાડીશું.

પ્રતિજ્ઞા પાંચમી–પ્રજાસત્તાક રાજ્ય માટે અમે અમારા પ્રાણ અર્પણ કરીશું.

## હવે મંડળના નિયમો સાંભળો.

(૧) દરેકે રહસ્ય જાળવવાના અને મંડળ પ્રત્યે વફાદારીના સોગંદ લેવા.

(૨) કોઇએ એક બીજાની પાછળ ફરવું નહિ.

(૩) દર મહીને માસિક સભામાં હાજરી આપવી અને તે વખતે ચિઠ્ઠી નાંખી સોંપેલાં કાર્યનો હિસાબ આપવો.

તે એક મૂર્તિની માફક ઉભી રહી. સરોજે આગળ વધવા ઇશારત કરી એટલે તેણે એકાએક તેની કેસરીઆ ચોળીમાંથી નાનું ખંજર વીજળીની માફક બહાર કાઢ્યું અને ત્રણેની સામે ધર્યું.

બહાદુર રાજુ જરાક ખમચ્યો અને તેના બન્ને મિત્રો તેની આસપાસ ફરી વળ્યા. પેલી સ્ત્રીએ આંખોનાં પોપચાં ઉંચા કર્યાં અને તિરસ્કારયુક્ત હાસ્ય કર્યું.

સરોજે કહ્યું; "બીતા નહિ, ખંજર ઉપર હાથ મૂકી પ્રતિજ્ઞા કરો."

રાજુ દૃઢતાથી આગળ વધ્યો અને ખંજર ઉપર હાથ મુકીને જેમ સરોજ કહેતો ગયો તેમ બોલ્યો: "લીલાની હાજરીમાં પ્રભુના નામથી હું સોગંદ ખાઉં છું કે હું બળવાખોર સમિતિનો સભાસદ થાઉં છું અને તેના નિયમોનું હું પાલન કરીશ અને પ્રતિજ્ઞાભંગ માટે મૃત્યુ દંડ સેવીશ."

તેની પછી તેના બે મિત્રોએ સોગંદ લીધા. એટલે લીલાનું તિરસ્કાર યુક્ત હાસ્ય મધુર હાસ્યના રૂપમાં ફેરવાઈ ગયું. "તમે બહાદુરીથી સોગંદ ખાધા, હવે સહી સીક્કા કરો." આમ કહી તેણે ડાબો હાથ જરા ખુલ્લો કરી ખંજરની તીક્ષ્ણ અણી તેમાં ભોંકી. તેના ગોરા હાથમાંથી લાલ માણેક જેવું લોહીનું ટીપું બહાર આવ્યું અને આખું મંડળ ઉભું થઇ થઇ ગયું.

લીલા બોલી: "સરોજ, કલમ લાવો."

સરોજ શાહુડીનાં પીછાંની કલમ અને મોટો દસ્તાવેજ લાવ્યો, જેની અંદર રક્તના અક્ષરે દરેક સભાસદની સહી હતી. લીલા રાજુના હાથમાં કલમ આપી બોલી; આ રક્તમાં કલમ બોળી સહી કરો, પણ જો, જો, વિશ્વાસઘાત ન કરતા."

રાજુ એક પળ થોભ્યો, પણ વિચાર કરી બોલ્યો: "આવી

સહી પહેલીજ વાર કરું છું, માફ કરજો, લીલા, તમારી આજ્ઞાથી—"

"મારી આજ્ઞાથી તમારી પ્રતિજ્ઞા વજ્રલેપ થશે."

રાજુએ મોટા અક્ષરે પોતાની સહી કરી, તેના પછી રાધાકીશને કરી અને કરતાં કરતાં કંઈક સદાસીમાં બોલ્યો. પછી રઘુનાથે રાજુની સામે જોઈ સહી કરી આપી.

લીલાએ આ જોયું અને બોલી; "તમે કોઇની આજ્ઞાથી સહી કરતા લાગો છો, પણ તેની આજ્ઞા સદાય પાળજો. તમે મારા રક્તથી સહી કરીને મારા રક્તનાં મનુષ્યો થયાં છો. માટે હવે સર્વ ખાઓ, પીઓ અને આનંદ કરો"

આમ કહી તે બેસી ગઈ અને માથાનો અંબોડો છુટો મૂકી દીધો. તેના વિખરાયેલા સોનેરી વાળ તેના શ્વેત ખભા ઉપર પથરાઈ રહ્યા.

સર્વે જણા પોતપોતાની ખુરશી ખસેડી ટેબલ નજીક આવ્યા દરેકનું મુખ તેજસ્વી હતું. દરેક વિદ્વાન અને પ્રતિભાશાળી હતો. ધીમે ધીમે વાતચીત શરૂ થઇ. વર્તમાનપત્રની વાત નીકળી.

સરોજે કહ્યું; "મારી પાસે પૈસા હોત તો હું પત્રને આંગળીનાં ટેરવાંપર નચાવત."

"શું વર્તમાનપત્રો એવાં લાલચુ હોય છે?" રાજુએ પૂછ્યું.

"તને તો ખબર હોવીજ જોઇએ." સરોજે કહ્યું.

"એ બિચારાને શી ખબર હોય?" રાધાકીશને કહ્યું.

"મારી જેમ લાગે છે, બિચારો," નિરંજન બોલ્યો, "તોપણ વિદ્વાનો હવે મારી કિમ્મત કરતા થયા છે."

લીલાએ વચમાં ઉમેર્યું: "કારણ, તમે હદ ઉપરાંત ચા પીઓ છો માટે."

"શાબાશ! લીલાદેવી! હું ચાની સાથે બીજાં પીણાથી પણ અમર થઈ જવાનો છું."

"નહિ, નિરંજન, તમારો એક દુર્ગુણ તમારી બુદ્ધિને હરે છે, તેથી તમે મહાન નેતા થઈ શકતા નથી. તમારે જે કહેવું હોય તે પછી કહેજો," એમ કહી તે ટેબલ ઉપર ઠીકઠાક કરવા લાગી.

બીજાઓ જોતા હતા અને લીલા કામ કરતી હતી તે રાજુને ગમ્યું નહિ; એટલે તે બોલ્યો.

"લાવો, મને કામ બતાવો, હું કરીશ. તમે એકલાં શા માટે કરો છો?"

"કારણ, કે પુરુષોને તે કામ આવડતું નથી."

લીલાદેવીએ છોટુને બોલાવ્યો. તે મુંગો હતો, પણ કામ કરવામાં ણો ચપળ હતો. તેના હાથ પગ લીલાના હુકમ પ્રમાણે કર્યા કરતા.

"છોટુ, પદ્મિની શું કરે છે?" નિરંજને પૂછ્યું.

"નાટકશાળામાંથી હમણાજ થાકીને આવી છે અને સૂઇ ગઇ છે."

"છોટુભાઇ ગુજરાતના એક કરોડપતિના પહેલા પુત્ર છે. પણ તેની ખુંધને લીધે માતપિતાને અળખામણા થયા અને બીજા પુત્રને વારસ બનાવ્યા. આથી એક દિવસ છોટુભાઇ અદૃશ્ય થયા અને બંગાળ તરફ ગયા. ત્યાં ચાના બગીચાઓમાં કામ કરવ : પછી કલકત્તે આવી એક બંગાળી સ્ત્રીને પરણ્યા. બન્નેનો પ્રેમ પ્રબળ હતો; પણ દૈવયોગે તેની સ્ત્રી આ પદ્મિનીને એક વર્ષની મૂકીને મરી ગઇ. એ અત્યારે ૧૧ વર્ષની છે. એ સુંદર નૃત્ય કરે છે—પણ તેની નાની ઉમ્મરને લીધે પગાર સારો મળતો નથી." લીલાદેવીએ છોટુભાઇની ઓળખાણ આપી.

"આપણે બધાજ અસંતોષી છીએ, માટેજ આપણું મંડળ એકઠું થયું છે," નિરંજને કહ્યું.

બધા વાતો કરવા લાગ્યા, પણ સરોજ અર્ધનિદ્રામાં પડ્યો હતો, એટલે લીલાએ ધીમે સ્વરે કહ્યું; "સરોજ!"

સરોજે જાગીને નવા પરોણાને અભિનંદન આપ્યું.

"જો આપ પરવાનગી આપતા હો અને નિયમોનો બાધ ન આવતો હોય તો હું કાંઇ કહેવા માગું છું." રાજુએ કહ્યું.

"જરૂર, જરૂર,"ના અવાજો આવ્યા.

"બધા શાંત થાઓ, રાજુ એટલે આપણો રાજેંદ્ર બોલે છે." કોઇ બોલ્યું અને બધા હસી પડ્યા.

---

## પ્રકરણ ૮ મું.

### રાજુ કે રાજ રાજેન્દ્ર?

રાજુ બોલવા ઉભો થયો, એટલે હીના અને રાધુ અંદર અંદર ગુસપુસ કરવા લાગ્યા. 'શું છે' એમ પૂછતાં હીનાએ કહ્યું. "કંઇ નહીં મારાથી ચાનો પ્યાલો ઢળી ગયો, એટલે રાધુ અને પીસ્તોલ બતાવવા મંડ્યો, એટલે મેં કાઢીને અહીં ટેબલ ઉપર મૂકી છે."

રાજુનાં ભવાં ચઢ્યાં અને તે બોલ્યો; "તમે અહીં પણ હથિયાર લઇને આવ્યા છો?"

સરોજે કહ્યું; "એમાં કોઇ જાતનો વાંધો નથી. આંહીં બેઠેલા બધાનાં ગજવાંમાં ભરેલી પીસ્તોલ છે અને લીલાની પાસે તો છેજ."

"હું તો હથિયાર રાખતોજ નથી; કારણ કે હું અજાત શત્રુ છું. કોઇનું નુકસાન હું કરતો નથી અને કોઇ મારું નુકસાન કરશે નહિ." રાજુએ કહ્યું.

લીલાએ તેની સામે અર્થસૂચક હાસ્ય કર્યું અને પોતાનો ગુલાબની પાંદડી જેવો હાથ રાજુના ખભા ઉપર મૂક્યો અને બોલી. "ખરેખર તમે બહાદુર છો અને શૂરવીરને છાજે તેવું તમારૂં વર્તન છે."

"હથિયાર રાખવાની અમારા મંડળમાં રજા છે, એટલુંજ નહિ, પણ જરૂર પણ છે. મિત્રો, તમારા બધાનાં હથિયાર ટેબલપર મૂકો." સરોજે મિત્રોને ઉદ્દેશીને કહ્યું.

તુર્તજ આખું ટેબલ ભરેલી પીસ્તોલો તથા તીક્ષ્ણ ખંજરોથી ભરાઇ ગયું. રાજુએ લીલાને નાજુક છતાં ભયંકર પીસ્તોલ ટેબલપર મૂકતી જોઈ.

તે પછી રાજુએ આનંદથી બોલવાનું શરૂ કર્યું:—

"મિત્રો અને બંધુઓ, તમને આજે અહીં મળતાં મારો આનંદ ઉભરાઇ જાય છે. અહીંઆં જ્યાં આપણે ગરીબોનાં દુઃખો ટાળવા માટે ભ્રાતૃભાવથી ભેળા મળ્યા છીએ; ત્યાં બીજું શું હોઇ શકે ? ગરીબોનાં દુઃખો ટાળવા માટે ગીતામાં ભગવાન કૃષ્ણે પણ કહ્યું છે. પ્રભુનાં મંદિરો વૈભવથી ભરપૂર છે, જ્યારે ગરીબોનાં દુઃખો તો હજી એવાંને એવાંજ છે. આજે શ્રીકૃષ્ણ ભગવાન પોતે આવે તો મંદિરોના ઠાઠમાઠ, વૈભવ અને સમૃદ્ધિ જોઇ દુઃખ પામે અને ગરીબોની હાડમારી જોઇ પોતાના સુદર્શન ચક્રનો ફરીથી ઉપયોગ કરે, તો મને જરાયે આશ્ચર્ય થાય નહીં. જરૂર, એ આપણા મંડળને આશીર્વાદ આપે. આજનું પ્રધાન મંડળ લાંચ રૂશ્વત ચલાવી રહ્યું છે, તો તે રાજતંત્રનો નાશ કરવો એ મારૂં પ્રથમ કર્તવ્ય છે અને ગરીબોને રહેંસતું પ્રધાન મંડળ કેમ જલદી નાશ પામે તેની યોજના હું ઘડી રહ્યો છું."

મંડળમાંથી શાબાશીના શબ્દો નીકળવા લાગ્યા અને તેણે

આપણે ફરી મળીએ તે પહેલાં જમીનદોસ્ત કરીશ."

સરોજે કહ્યું: "શાબાશ! તો પછી તું મંડળને બહુજ પ્રિય થઇ પડીશ."

"બરાબર, પણ મને એ કામ કરવાની રીત બતાવવી જોઇએ. પ્રધાન મંડળને કેવી રીતે ખસેડવું તેની મને યુકિત બતાવો, તેનાં કૃત્યોથી મને પરિચિત કરો."

નાસીરે કહ્યું; "વાત બરાબર છે અને ભાઇ, જો આ કામ તમે પાર ઉતારો તો સરોજ કરતાં તમે સરદાર બનવા વધુ લાયક છો; કારણ સરોજની જીભજ બહુ લાંબી છે."

સરોજે ધૈર્યથી કહ્યુ: "બરાબર છે. મને કાર્ય કરવાનો અવકાશ અને તક મળતાં નથી, પણ જનસ્વભાવને હું સારી રીતે ઓળખું છું અને જનતાને હથેળીમાં નચાવી શકું છું."

રાજીએ તેની આંખોની ચમક જોઈ અને બોલ્યો." ભાઇ, તમે શામાટે જનતાને ઉશ્કેરીને બળવો કરાવતા નથી?"

"જન સ્વભાવને-લોકલાગણીને ઉશ્કેરી મૂકવી એટલે ભૂખ્યા સિંહોને તેની ગુફામાંથી ઉઠાડી છૂટા મૂકવાં જેવું છે. પછી તો હિસાબ વગરની ખૂના મરકી થાય અને ક્યારે અટકે તેનુ ઠેકાણું રહે નહીં. પહેલાં તો તમામ કાયદેસર અને તોફાન વગરની પદ્ધતિ અજમાવવી જોઇએ, અને પછી—"

ક્રોબ્ના વચ્ચે બોલ્યો: "શા માટે કલમનો ઉપયોગ કરતા નથી? એક આપણું છાપું કાઢો અને તેમાં પ્રધાનમંડળની અને હાલના રાજતંત્રની ખૂબ ઝાટકણી કાઢો."

જશવંતરાય બોલ્યો: "પણ એમ કરવામાં તો મોટી રકમ જોઇએ. અમારામાં તો કોઇ પૈસાવાળા નથી."

લીલાદેવી એકદમ બોલી: "પૈસાવાળા આપણા મિત્રો થાયજ શી રીતે? શ્રીમંતોએ ગરીબ પ્રજાનો કચ્ચરઘાણ કર્યો છે, જનતાને કંગાળ બનાવી દીધી છે. ગમે તે ભોગે તેઓ પૈસો ભેગો કરવામાં સમજે છે. તેઓની પાસે પીળી ધાતુ વધારે હોય છે, તેથી જગતની પાસે ખુશામત કરાવે છે."

"લીલા! તમે સ્વપ્નદ્રષ્ટા લાગો છો?"

"સ્વપ્નદ્રષ્ટા! હું? અને તમે પુરૂષાર્થી કેમ? વાહ! વાહ! હું તો ભૂખથી મરી જાઉં છું, આ કહેવાતા શ્રીમંતોની જરાપણ કરૂં નહીં."

નાસીર બોલ્યો: "તમે ખરેખર વીરાંગના છો. તમે ભૂખ તરસ વેઠી શકો છો. પુરૂષોમાં તે ખામી છે. સ્વાર્પણ અને આત્મભોગ આપવામાં સ્ત્રી પુરૂષથી ચડી જાય છે, ભલે પુરૂષ સ્ત્રી કરતાં બળવાન વધુ હોય! સરોજ, ખરૂં કે નહીં?"

"બરાબર છે," સરોજે કહ્યું. "પણ હું તમારા કથનને પૂરેપૂરો સમાન થતો નથી"

"લીલાએ હસતાં હસતાં કહ્યું: "પુરૂષો બાળકો જેવા છે અને સ્ત્રીઓ તેમને બાળકોજ ગણે છે. હવે મોડું થાય છે, માટે સહુ નિંદ્રા લીઓ. બરાબર એક મહીને આપણે અહીં મળવાનું છે અને આપણા નવા મિત્ર પ્રધાનમંડળની–ખાસ કરીને મુખ્ય પ્રધાનની બાબતમાં શું કર્યું તેની પૂરેપૂરી વિગત આપશે."

રાજુ લીલાની પાસે ગયો ને બોલ્યો: "તમારે જો વડા પ્રધાનને ઉખેડી નાંખવો હોય તો તમે શું કરો?"

"હું?" લીલા બોલી. "હું તેના મળતીઆને મળી તેની ચાવી પકડું, તેનાં કૃત્યો જાણી લઉં ને તે ઉઘાડાં પાડી રાજા આગળ

રાજુએ કહ્યું: "બસ, એટલુંજ !"

ત્યાં તો બાર જણાં એકી સાથે બોલ્યાં: "રાજા તો મૂર્ખ છે, રાજા તો ગુલામ છે. રાજા તો આંધળો છે."

રાજુ હસ્યો ને બોલ્યો; "સબૂર ! સબૂર ! હું એમ પૂછું છું કે રાજા કાંઇ કરી શકે કે નહીં ?"

લીલા બોલી: "રાજા બધું કરી શકે, મૂર્ખ મટીને સાચો અને સમજુ થાય તો બધું કરી શકે." લીલાની છાતી ગર્વથી ઉછળતી હતી.

રાજુ બોલ્યો: "તમારાં વચનો રાજા સાંભળે તો સુધરી જાય, પણ મહારાણીનું શું ?"

"મહારાણી તો બિચારી પરાણે ભરાઇ પડી છે." લીલા બોલી. "તેને તો પતિ ઉપર પ્રેમજ નથી. હોત તો રાજા પણ પ્રજા ઉપર પ્રેમ રાખત.

સરોજ, આપણે વિખરાઈ જઇએ. પ્રભાત થવા આવ્યું છે. આજે ફક્ત ત્રણ મિનીટનાં કામમાં બધો વખત ગાળ્યો છે."

ક્રીષ્ના બોલ્યો: "એમ કેમ ? આજે તમને ત્રણ મિત્રો મળ્યા છે. તે માટે લીધેલો સમય શું ગુમાવ્યો કહેવાય ?"

લીલા બોલી: "તમે તો મશ્કરીજ સમજો છો. મશ્કરી ક્યારે અને કોની સાથે કરવી તે જાણવું જોઇએ. પણ તમને પુરુષોને સ્ત્રીઓની સાચી કિમ્મતજ નથી."

ક્રીષ્ના બોલ્યો: "તેથીજ હજી સુધી હું પરણ્યો નથી અને કોઇને દુઃખી કરી નથી. પણ મારા જેવું કાંઇ કામકાજ કહો."

લીલા બોલી: "તમે મંડળને કેવી રીતે મદદ કરી શકો એમ છો ? કલમથી ? શસ્ત્રથી, કે જાતમહેનતથી ?"

કીષ્ના બોલ્યો: "મને તો ઝેર દેતાં આવડે છે."

"ઝેર!" બધાંએ સામટો પોકાર કર્યો.

કીષ્ના બોલ્યો: "હા. એકજ ટીપાંના ઉપયોગથી તમારા બધા દુશ્મનોમાં કોલેરા, પ્લેગ વિગેરે રોગો ફાટી નીકળે. હું તો શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે ઝેર આપનાર ડાક્તર છું અને મંડળને બહુ ઉપયોગી થઇ પડીશ."

સરોજ તેના ખભા ઉપર હાથ મુકી બોલ્યો: "તે તો ઠીક, પણ સાંભળ દોસ્ત, આપણું ધ્યેય મારવાનું નથી, પણ બચાવવાનું છે. જો આપણને લાગે કે એક દેશદ્રોહીના મૃત્યુથી હજારોના જીવ બચવાય છે તો એકને દેહાંત દંડ કરવોજ જોઇએ. રાજાનાં મૃત્યુથી પ્રજાનાં દુઃખ ઓછાં થતાં હોય તો રાજાનો નિકાલ કરી નાંખવો જોઇએ—પણ ચેતાવ્યા વિના નહીં. સુધરવાની તક દરેકને આપવી જોઇએ. આપણે કાંઇ ખુની કે ફાંસીઆ નથી, પણ ન્યાયના ફિરસ્તા છીએ."

નાસીર બોલ્યો: "ખુદા જે નથી કરતો તે આપણે કરવાનું છે."

સરોજે કહ્યું: "નાસીર, પ્રભુની નિંદા ના કર."

લીલા બોલી: "ચાલો, હવે સહુ જઇએ." આમ કહેતાં તેની આંખો ભીની થઇ અને તેનો હાથ લંબાયો. એક પછી એક બળવાખોર મંડળીના ભવિષ્યના ભયંકર સભાસદો તેનો હાથ આંખે લગાડીને સરોજને 'નમસ્તે' કરી વિદાય થવા માંડયા.

રાજુ ને તેના મિત્રો પછવાડે રહ્યા. લીલા બોલી "વચન પાળશો?"

"મૃત્યુ થાય તોપણ પાળીશ."

લીલાએ પોતાનો હાથ રાજુના ખભાપર મુકયો અને ભીને ભાવે

બોલી: "સરોજ ભલો છે અને તમે ગમે તે હો, તોપણ તેની આજ્ઞામાં રહેજો."

રાજુ બોલ્યો: "તમને તે બીજાં મનુષ્યો કરતાં વધારે પ્રિય છે?"

"મને? મને સઘળાં મનુષ્યો એકસરખાં પ્રિય છે. પણ સરોજે રખડતાં કુતરાં માફક હું ફરતી હતી, ત્યાંથી મને બચાવી છે અને તેથી તેના તરફ મારો પક્ષપાત છે. ચાલો, હવે બધા વિખરાઇ જાઓ."

અંધારા દાદરને રસ્તે એક પછી એક બધા વિદાય થયા અને બુધા છોટુભાઇએ તે પછી સંભાળથી દરવાજો બંધ કર્યો.

રાજુ બહાર રસ્તા ઉપર આવતાં ક્રીષ્નાએ કહ્યું: "તમે એકલા જશો?"

"હા. એકલોજ જઇશ."

રાઘુએ કહ્યુ: "હું થોડે સુધી ન આવુ?"

રાજુ હસ્યો: "આપણા નિયમો પ્રમાણે તમે મારી પાછળ ન આવી શકો, માટે જાઓ, આજે તમે ઘણું કામ કર્યું છે, માટે આરામ લીઓ."

રાઘુ અને ક્રીષ્ના જુદા પડયા અને તેમના સંકેત સ્થાને ગયા.

સરોજ ને લીલા મંડળની કચેરીમાં એકલાં પડયાં. લીલા બોલી: "સરોજ, તમે કાંઈ રસ્તો કાઢતા નથી, તમે બોલો છો, લખો છો, મંડળ એકઠું કરો છો, પણ કાંઈ રસ્તો કાઢતા નથી."

"હું રસ્તો કાઢું? તેની તને શંકા છે? મારા એક શબ્દે હજારો મનુષ્યો પોતાના પ્રાણ આપવા તૈયાર છે; પણ તેથી ફાયદો શો? ગોળીબાર થાય અને હજારોના પ્રાણ જાય; હુલ્લડ અને હિંસા

થાય. પણ પ્રજાનું દુઃખ ટળે નહીં."

"તમારું કામ વૃથા છે, સરોજ "

"હું રાજાનું ખૂન કરું તો ?"

"તો બીજો રાજા ગાદીએ બેસે અને રાજા જેવા દુઃખીઆરાને હણીને શો લાભ ? લીલા બોલી, "તમે મને એક એવો આદર્શ સમજાવ્યો છે, જે આ ભવમાં ખરો પડે એવો સંભવ નથી. કાર્યને અન્તે તમે શું મેળવશો ?"

"હું તો સત્તા મેળવીશ, અને તે સત્તાથી રાજતંત્રની પદ્ધતિ ફેરવી નાંખીશ. અધિકારીઓના જુલ્મને નાબુદ કરીશ. દુઃખી અને અનાથનાં દુઃખ ટાળીશ અને લાયકને પુરસ્કાર આપીશ. અને લીલા, તમને સ્ત્રીઓમાં મહારાણી બનાવીશ."

લીલા હસીને બોલી: "પુરૂષોમાં હું મહારાણી છુંજ—અને એટલું તો બસ છે. મહેરબાની કરી મારે માટે તમારે કાંઈ કરવું નહીં. હું ઘણી સાદી પ્રૌઢ અને સૌંદર્ય વગરની સ્ત્રી છું. મને કશી અપેક્ષા નથી."

સરોજ ઉશ્કેરાઈને બોલ્યો: "તમને સમર્પણ કરવાનું મન થાય એવાં દેવી છો. લીલા, નાનપણમાં જ્યારે તમને રસ્તામાં ઠંડીથી ધ્રુજતાં, મંદિરની પગથી આગળથી ઉંચકી લાવ્યો છું, ત્યારથી હું તમને ચાહું છું. મેં ઘણીવાર તમને કહ્યું છે તેમ હું તમને ચાહું છું. એક દેવી જેટલા માનથી ચાહું છું."

લીલા વિષાદ ભરેલા મુખથી જોઈ રહી. અત્યારે કાળો ઝભ્ભો તેના શરીર ઉપરથી સરી ગયો હતો અને તેનું સૌંદર્ય કાળાં વાંદળાંમાંથી વિજળી ઝબુકે એમ ઝબકી રહ્યું હતું. તે બોલી: "બસ, સરોજ, સિધાવો."

સરોજ બોલ્યો: ' બસ સિધાવો ! નિષ્ઠુર સ્ત્રી, તમારી આગળ એક મનુષ્ય પ્રાણ સમર્પણ કરવા તૈયાર છે, તેને તમે કહો છો કે સીધાવો."

લીલા બોલી: તેના અવાજમાં મૃદુતા હતી: "સરોજ, હું દિલગીર છું. પણ આ વાત તમે મને અનેકવાર કહી છે, અને રોજ પ્રમાણે મેં જવાબ આપ્યો છે. તમે મને બચાવી છે, તે માટે ઉપકાર. પણ મરી ગઇ હોત તો કાંઇ ખોટું ન થાત. હું કૃતઘ્ની નથી, મેં પણ તમારૂં ઘણું કાર્ય કર્યું છે."

"તમે જરૂર ઘણું કર્યું છે અને તે ભુલાય તેવું નથી." સરોજ વચમાં બોલ્યો.

"સરોજ," લીલા હસી. "તમે તમારી વકતૃત્વછટાથી જનસમાજને નચાવી શકો, પણ સ્ત્રીને નહિ. જાઓ, થાકયા છો, માટે જઈને સુઈ જાઓ. અને મારી ખાતર સત્તા મેળવવાનો પ્રયત્ન કરતા નહીં. મને સત્તા જોઇશે તો હું મારી મેળે મેળવીશ." આમ કહી બારણા તરફ ચાલવા માંડયું અને યાદ આવ્યું હોય તેમ બોલી: "પેલા ત્રણ નવા સભાસદો વિશ્વાસુ છે કે કેમ ?"

રાજુ તો તદ્દન પ્રમાણિક લાગે છે! અને બીજા બે તેના તાબેદાર જેવા છે." "ઠીક, વંદેમાતરમ્ પધારો !" કહી ચાલી ગઈ.

સરોજે ધીમેથી અવાજ કર્યો. "લીલા." તેનો પડઘો પડીને પાછો આવ્યો. ઉંડો નિ:શ્વાસ નાંખી સરોજ બહાર નીકળ્યો, અને ગણગણતો ચાલ્યો: "સત્તા–સત્તા એજ જરૂરી છે. તેને પૈસો નથી જોઇતો, સત્તા જોઇએ છીએ. તે કહે છે: 'સૌંદર્ય નથી.' લીલામાં સૌંદર્ય નથી ? તો પછી દુનિયાની કઇ સ્ત્રીમાં સૌંદર્ય છે ? અહો ! કેટલી નિષ્ઠુરતા ! રાજ્યો નાશ પામે, પૃથ્વી રસાતળ જાય, પણ તું ચળ છે !"

ગરીબોનાં ઝુંપડાંથી ઘણે દુર રાજમહેલની અંદર કોઈ આકૃતિ દાખલ થતી જોવામાં આવી પહેરેગીર બોલ્યો: "કોન હય ?"

"એ તો હું રાજેંદ્ર!" દાખલ થતી વ્યક્તિએ જવાબ આપ્યો અને પહેરેગીરે સલામ ભરી અજાયબીથી તેની સામે જોઇ રહ્યો.

---

# પ્રકરણ ૯ મું.

## મુખ્ય પ્રધાનની રાજમુદ્રા.

વરસાદ પછી વળતે દિવસે આકાશ સ્વચ્છ થાય અને સૂર્યનો પ્રકાશ જેવો લાગે તેવો પ્રકાશ લાગતો હતો. તોફાન વાવાઝોડું અને વરસાદ સ્વપ્નમાં આવેલાં ભુતો જાગૃત થતાં નાસી જાય છે તેમ નાસી ગયાં હતાં.

રાજેંદ્રના મહેલનો ઉદ્યાન વધારે સુંદર દીસતો હતો. ગુલાબનાં ફુલોની પાંખડીઓ વિખરાઈ નીચે પડી સુગંધ પ્રસરાવતી હતી. કમળો ઉપર પાણીનાં બિંદુઓ પડી રહી મોતીના દાણા જેવાં લાગતાં હતાં.

સર રઘુનાથ આમ તેમ આંટા મારતો હતો, પણ વિચારમગ્ન હતો. અને પ્રોફેસર રાધાકીશન નાક ઉપર ચશ્મા ચડાવી કાગળોના જવાબ લખતો હતો અને જવાબ આપવાના ન હોય તે ફાઇલ ઉપર ચઢાવતો હતો તેણે નાક ઉપરથી ચશ્મા ઉતારી જોયું તો રઘુનાથ કૂચ કરતો ચાલતો હોય એમ જણાયું. તેણે મશ્કરીમાં કહ્યું. "રાઇટ, લેફ્ટ! રાઈટ, લેફ્ટ! બરાબર, મને મારી ડ્રીલ યાદ આવે છે, હવે કૂચ બંધ કર અને મારી પાસે આવ."

રઘુનાથ બોલ્યો: "તમે કોઇ અજબ માણસ લાગો છો. ઘડીઘડીમાં ગંભીર થઇ જાઓ છો."

"મને દુઃખે ?"

"રઘુનાથ, મુર્ખ ના બનો."

"મુર્ખ કહો કે ગમે તે કહો, પણ મારો શો વાંક ? મેં તો નવી ખબર કહી."

"મને સધિવા છે, તેથી તેમ થઇ જાય છે સર રઘુનાથ, તમારી વાત સાચી છે. આજે મને બહુ ગરમી લાગે છે. મને હોડી મળે તો અત્યારે પેલા ટાપુ ઉપર ફરી આવી મનને શાંત કરૂં."

"તમે ટાપુ ઉપર જવા માંગો છો ?"

"હા. રઘુનાથ. જો હું પ્રેમમાં પડયો છું. રાજેંદ્રને કહેતો નહીં. કેમ હસે છે ? શું હું માણસ નથી ?"

"રાધાકીશન, તમે પ્રેમમાં કોઇ સ્ત્રી સાથે—આ વયે પ્રેમમાં ?"

"હા ભાઇ, એ તો પ્રેમબાણ વાગ્યાં હોય તે જાણે; પણ હોડી મળે તો ઘણું સારૂં !

"અરે, પણ, રાજેંદ્ર પુછે તો મારે શું કહેવું ?"

"રઘુનાથ, રાજેંદ્ર મને નહીં બોલાવે. પણ જો, સામેથી કુમાર સાહેબ જયવંત પધારે છે !"

રાધાકીશન ચમકયો. કુમાર જયવંતે તેની પાસે ઉભા રહી પુછ્યું.

"કેમ, સવારની હવા લેવા નીકળ્યા છો કે શું ?

"હા. સાંજે દરિયામાં ફરવા નીકળવું તેના કરતાં સવારની હવા લેવી સારી છે."

"કેમ, રઘુનાથ ! પ્રોફેસર બરાબર કહે છે ?"

રઘુનાથ બોલ્યો: "પ્રોફેસર કહે તે સાચુંજ હોય."

જયવંત ચોપડી વાંચતાં બોલ્યો: "કિતાબોમાં બહુ ; લખ્યું લાગે છે."

પ્રોફેસરે કહ્યું: "પુસ્તકમાં લખેલું કોઇ દિવસ સાચું માનવું નહિ."

"શું તમારૂં રચેલું પુસ્તક પણ ખોટું? જુઓ, કેવું સુંદર લખેલું છે? પ્રેમ દિવ્ય છે, પ્રેમ મનુષ્યને ઉચ્ચભુમિકામાં લઇ જાય છે, પ્રેમ એ સ્વર્ગ છે."

પ્રોફેસરે કહ્યું: "એ બધું લખનારા મુર્ખા લાગે છે. પ્રેમ એ ફક્ત માયા છે; અને 'લગ્ન'થી નષ્ટ થાય છે."

રાજકુંવરે કહ્યું: "પણ તમે તો તે રીત અજમાવી નથી. હવે મારી સાથે આવશો?"

બન્ને આગળ ચાલ્યા. સર રઘુનાથ તેમની પાછળ જોઇ રહ્યો તે વિચારમાં પડયો: 'પ્રેમ, ટપુ, જયવંત, પ્રોફેસર; આ બધા વચ્ચે શો સંબંધ હશે!' એટલામાં 'રઘુનાથ'નું સંબોધન કરતો કોઈ સ્ત્રીનો સાદ સભળાયો અને જોયું તો જણાયું કે મહારાણીની સખી અને તેની બેન તેને મળવા આવતાં હતાં.

"કેમ, રઘુનાથ, શાનાં સ્વપ્નાં સેવો છો? કુમાર સાહેબ અને રાધાકીશન સાથે શી વાતો ચાલી રહી છે?"

"બે સવાલ એકી સાથે? તમેજ એક સવાલનો જવાબ આપો કે તમે કેમ આવ્યાં છો?" રઘુનાથે ઉડાઉ જવાબ આપ્યો.

"તમને મહારાણી સાહેબ બોલાવે છે, માટે તેડવા આવી છું."

"કયાં છે?"

"અહીંઆં બાગમાં. તમને મળવા માટે બોલાવવા મને મોકલી છે."

"જાઓ, કહો કે આ આવ્યો."

તેની બેન ગયા પછી રઘુનાથ વિચારવા લાગ્યો, કે મારો આજે કેમ ભાવ વધ્યો છે. આમ વિચાર કરી તેણે ચાલવા માંડ્યું.

મહારાણી ફુલના મંડપ નીચે બેઠાં હતાં. તેમણે સફેદ કાશ્મીરી સાડી પહેરી હતી અને બહુજ સુંદર લાગતાં હતાં. રઘુનાથે જઈને વંદન કર્યું. મહારાણી મધુર સ્વરે બોલ્યાં: "રઘુનાથ, તમે તો હમણાંના દેખાતાજ નથી. મહારાજાની સેવામાંથી ફુરસદ નહિ મળતી હોય; પણ મારોયે હક્ક છે ખરૂં ને?"

"હા, મારી જીંદગી—"

"ના, ના, તમારી જીંદગી તો રાજ્યને તથા દેશને અર્પણ કરી છે. મેં પણ કરી છે. વારૂ, રઘુનાથ, તમારી લાગણીઓ બહુ મજબુત છે! મને તો લાગણીજ નથી."

"મહારાણી સાહેબ, મનુષ્યને લાગણી થવીજ જોઈએ. કોઇનામાં વ્હેલી તો કોઇનામાં તે મોડી જાગૃત થાય છે, શાંતિનું મૂલ્ય આંકવા માટે પ્રથમ તોફાનનો અનુભવ લેવો જોઈએ."

"મારે મન તોફાન અને શાંતિ એક સરખાં છે, જીંદગી એટલી તુચ્છ વસ્તુ છે, કે લોકોએ તેની ચિંતા નં કરવી જોઇએ."

"ઠીક, પણ આ જીવન અને આ જગત એવાં છે કે આપણે ધારીએ તો વધારે ઉન્નત થવાંને પ્રયાસ કરી શકીએ છીએ, અને આપણા પૂરતી શિક્ષા મળીજ જાય છે."

મહારાણીએ હસીને એક સુંદર મોગરાની કળી ચુંટી. રઘુનાથ અકળાયો. તેનું ચાલત તો કળી ઝુંટવી લઇ રાજાના ચરણમાં અર્પણ કરત. પણ તેમ કરવાથી મહારાણી ગુસ્સે પણ થાત.

તે વખતે બહાર કોઇ ગાતું હતું.

"પ્રેમ નિર્મળ રત્ન છે, જેની જગે ખંડે નામના."

રઘુનાથ બોલ્યો: "મહારાણી, પ્રભુએ સુંદર ઝરાઓ ઉત્પન્ન કર્યાં છે. સર્વ તરફ સમાન દૃષ્ટિ રાખે તેજ સ્થિતધી–સ્થિર બુદ્ધિ-વાળો–કહેવાય. માટે મહારાણી. તમે પણ તમારી નીતિ બદલો; જરા પ્રેમ, ગુસ્સો વગેરે લાગણીઓ રાખો."

મહારાણીએ હસીને પૂછ્યું: "મહારાજા તરફથી બોલો છો! તમારાજ વિચાર છે કે મહારાજાના? બોલો, રઘુનાથ, મારે તેમનેજ વિષે કાંઈ વાત કરવી છે." આસપાસ જોઈ કાંઈ નથી એમ ખાત્રી થતાં આંખો ચમકાવી બોલી: "તમે મહારાજાના વિશ્વાસુ છો, હું પણ છું. હમણાં એમની પ્રવૃત્તિઓ વિષે કોઈને કહેશો નહિ. હું પણ કોઇને નહિ જણાવું. તમે તો નિકટના છો. હું તો ફક્ત તેમની પત્ની છું. તેમના રક્ષણ માટે હું તમને જવાબદાર ગણું છું."

"મહારાણી, ક્ષમા કરો. મહારાણા પોતે સ્વતંત્ર છે. તેમની પવિત્ર જીંદગી મારા હાથમાં નથી, તોપણ મારી જીંદગીના જોખમે હું તેમનું રક્ષણ કરીશ. પણ હાથે કરીને જોખમમાં પડે તો તેમાં મારા જેવા ગરીબ નોકરનો કાંઇ વાંક નથી."

મહારાણીએ દૃઢતાથી જવાબ આપ્યો: "મારી આજ્ઞા છે, કે તમારે તેમનું સંરક્ષણ કરવું. તમે મજબુત અને બહાદુર મનુષ્ય છો. મહારાજા સાહસ કરવા જાય તો રક્ષણ કરવાની તમારી ફરજ છે. યાદ રાખો, રઘુનાથ, મહારાજાને કંઈપણ થયું છે તો," મહારાણીએ હોઠ પીસ્યા, "તમારૂં કાળું મોઢું મને જરા પણ દેખાડતા નહિ!"

રઘુનાથ ધીમે પગલે ત્યાંથી ચાલતો થયો. નિર્વિકાર મહા-રાણીમાં આજેજ તેણે આટલી બધી લાગણી જોઇ અને તે હર્ષિત અને મહારાજાના મહેલ તરફ ચાલ્યો.

દરવાજા આગળ બધા નોકરો ધમાલમાં પડયા હતા. બહાર ઉંચો, કદાવર, વાંકડી મૂછવાળો પોલીસનો વડો મળ્યો, તેને પૂછ્યું: "કેમ, સગુણસિંહ શી ધમાલ છે?"

“ બસ કાંઇ નથી. મહારાજા સાહેબે બોલાવ્યો છે, એટલે આવ્યો છું.”

તેને નવાઈ લાગી નહિ. તે મનમાં બબડ્યો: राजा कालस्य कारणं રાજા કાળનું કારણ છે. બીજી તરફ જોયું તો વિહાર નૌકા તૈયાર થઇ રહી હતી ઘણાં માણસો એકત્ર થયાં હતાં અને મહા-રાણી પણ સાથે પધારવાનાં હતાં; એટલે દર્શન માટે પણ લોકો ભેગાં થયાં હતાં. દરમ્યાન એક નાની જેવી હોડીમાં રાધાકીશન ટાપુ ઉપર જવા નીકળ્યો, તેની કોઇને ખબર પડી નહીં. બરાબર બાર વાગ્યે મુખ્ય પ્રધાનની ભપકાબંધ મોટરકાર ‘રોલ્સરોઈસ’ આવી પહોંચી. મોટરમાંથી ઉતરી તે ધીમે છતાં દૃઢ પગલે રાજમહેલ તરફ આગળ વધ્યો. પગથી ઉપર તેને પોલીસનો વડો મળ્યો. તે સલામ કરી આગળ ચાલ્યો ગયો. રસ્તામાં રઘુનાથ મળતાં વડા પ્રધાને પૂછ્યું: “ સગુણસિંહ કેમ આવ્યા હતા? મહેલમાં કાંઈ ચોરી થઇ છે? મહારાજાની તબિયત તો સારી છે ને?”

આમ કહી તેણે સુવર્ણનાં દ્વાર ખુલ્લાં કરી તેને અંદર મોકલ્યો. તેણે અંદર જઈ જોયું તો મહારાજા વિહાર નૌકામાં જવાનાં કપડાં પહેરી તૈયાર હતા.

તેણે પૂછ્યું: “કેમ તમારે આવવું નથી. બહુ કામ છે? તો હું ખાસ આગ્રહ કરતો નથી.”

“મહારાજા સાહેબ, તમે જે વલણ લીધી છે, તેથી તો લાગે છે કે મારે ઘણું કામ કરવાનું છે. વળી રાજ્ય-સત્તા મંડળ પણ તમને આ બાબતમાં પૂછશે.”

રાજાએ હસીને કહ્યું: “ પૂછવા દો. મને નાલાયક ઠરાવો, જયવંતને ગાદીએ બેસાડો. પણ પ્રજાને પૂછી જુઓ. પ્રજા નાલાયક ઠેરવે તો ઠેરવવા દો. પણ હાલનો પરદેશનો ઝઘડો હું વિગ્રહમાં ફેરવવા માગતો નથી. બોલો, તમે આવો છો કે નહિ?”

પ્રધાન તો ડઘાઇજ ગયો અને બોલ્યો: "સાહેબ, આપ રજા આપો—"

"જાઓ, હું રજા આપું છું. ટાપુની પ્રજા ઉપર અત્યાર સુધી અમે ધ્યાન આપ્યું નથી, માટે એ ભૂલ સુધારવા જઇએ છીએ."

"ત્યાંની પ્રજા જાણે છે?"

"ના. ખબર આપવાની જરૂર નથી. હું તેમની સ્થિતિ જોવા માગું છું, અને દેશના ખુણેખુણા ફરી વળવા ઇચ્છું છું."

આમ કહી મહારાજાએ હાથ લંબાવ્યો, પ્રધાને પણ હાથ લંબાવ્યો. હાથ ઉપરની સીલવાળી વીંટી જોઇને. રાજા બોલ્યો: "અરે! મારી વીંટી પહેરવી હું ભુલી ગયો! તમારી વીંટી જરા આપશો?"

વડા પ્રધાને કહ્યું: "મારા ભાગ્યમાં ક્યાંથી? લીઓ, નામદાર!"

"હીરો સારો છે." રાજાએ કહ્યું.

.ને બોલ્યો; "આપ નામદારે મારી
મારે મન તેની કિમ્મત બહુજ વધી

। રાજાની ખુશામત કરવી અને બીજ
.જ વાવવાં એ રાજનીતિ ગણાય છે!

.શ! પ્રધાન સાહેબ, જય સ્વદેશ!" એમ
તર્યો, અને ઉતરતાં રઘુનાથ તરફ ફરી બોલ્યો:
વીંટી રાજાના હાથ ઉપર કેવી શોભે છે?"



# પ્રકરણ ૧૦ મું.

## દ્વીપો.

અગાધ સમુદ્રથી વીંટળાયેલા દ્વીપો નૈસર્ગિક સૌંદર્યથી ભરપૂર હતા. સંસ્કૃતિની કાતર તેના ઉપર પડી ન હતી. તેનું ક્ષેત્રફળ એટલું નાનું હતું કે કોઈ મુસાફર કે કોઈ પ્રવાસનું તેના ઉપર ધ્યાન પડ્યું નહોતું. સેંકડો વર્ષોથી તેની અંદર માછીમારોનાં ઝુંપડાં હતાં અને તેમાં બહુજ શાંતિ પ્રિય પ્રજા રહેતી હતી. ત્યાંના લોકો પરવાળાં કાઢી તેને સાફ કરીને વેચવાનો ધંધો કરતા હતા અને જેટલું મુંબઈની પ્રજા એલીફન્ટાની ગુફાવાળા ટાપુ ઉપર ધ્યાન આપે છે, તેટલુંજ ધ્યાન તેના ઉપર અપાતું હતું. કોઈ કોઈવાર વનસ્પતિ શાસ્ત્રનો અભ્યાસી ત્યાં જઈ ચઢતો. લોકવાયકા એવી હતી કે તેના ઉપર અદ્ભુત ઘર છે. તેના માલિક એક વહાણ ભરાણે લાધી ગયું હતું તેનો મલિક હતો. તે આવ્યો ત્યારથી ટાપુ ઘણો સુધર્યો હતો.

પ્રધાન તો ડઘાઇજ ગયો અને બોલ્યો: "સાહેબ, આપ રજા આપો—"

"જાઓ, હું રજા આપું છું. ટાપુની પ્રજા ઉપર અત્યાર સુધી અમે ધ્યાન આપ્યું નથી, માટે એ ભૂલ સુધારવા જઇએ છીએ."

"ત્યાંની પ્રજા જાણે છે ?"

"ના. ખબર આપવાની જરૂર નથી. હું તેમની સ્થિતિ જોવા માગુ છું, અને દેશના ખુણેખુણા ફરી વળવા ઈચ્છું છું."

આમ કહી મહારાજાએ હાથ લંબાવ્યો, પ્રધાને પણ હાથ લંબાવ્યો. હાથ ઉપરની સીલવાળી વીંટી જોઇને. રાજા બોલ્યો: "અરે ! મારી વીંટી પહેરવી હું ભુલી ગયો ! તમારી વીંટી જરા આપશો ?"

વડા પ્રધાને કહ્યું: "મારા ભાગ્યમાં ક્યાંથી ? લીઓ, નામદાર !"

"હીરો સારો છે." રાજાએ કહ્યું.

વડો પ્રધાન ફુલાયો અને બોલ્યો; "આપ નામદારે મારી વીંટીનો અનુગ્રહ કર્યો, તેથી મારે મન તેની કિમ્મત બહુજ વધી ગઇ છે !

આહા ! એક તરફથી રાજાની ખુશામત કરવી અને બીજી તરફથી તેની પડતીનાં બીજ વાવવાં એ રાજનીતિ ગણાય છે !

"ઠીક, જય સ્વદેશ ! પ્રધાન સાહેબ, જય સ્વદેશ !" એમ બોલતો રાજા નીચે ઉતર્યો, અને ઉતરનાં રઘુનાથ તરફ ફરી બોલ્યો: "જુઓ, પ્રધાનની વીંટી રાજાના હાથ ઉપર કેવી શોભે છે ?"



અનુકુળ પવનને લીધે તેઓ ટાપુની નજીક આવી લાગ્યા. બંદર આગળ માણસ બેઠો હતો. તેની તરફ ખલાસીએ દોરડું ફેંક્યું; પણ તે પકડી શક્યો નહિ અને નૌકા જરા અથડાઈ, એટલે બીજા ખલાસીએ જમીન ઉપર કૂદી જઈ દોરડું પકડી લઇ થાંભલા સાથે બાંધ્યું.

નૌકાના કપ્તાને પુછ્યું: "ભાઇ, કેમ સૂનમૂન જેવો બેઠો છે?"

"આજે કોઇની હોડીને લંગારવા દેવાનો હુકમ નથી."

"પણ ખબર છે. આ રાજવંશી નૌકા છે અને તેની અંદર નામદાર મહારાણા તથા મહારાણી બેઠેલાં છે."

પેલો માણસ અજાયબ થતો ત્યાંથી એકદમ નાસી ગયો.

રઘુનાથે મહારાજાને આ વાત કરી તેથી તેને આનંદ થયો અને મહારાણીને કહ્યું: "આજે આપણે છૂપી રીતે આવ્યાં એ ઠીક થયું આપણને જોવાનું મળશે."

આમ કહી મહારાજા ઉતર્યા અને મહારાણીને ઉતારવા માટે હાથ લાંબો કર્યો. મહારાણી તેનો હાથ ઝાલી ઉતર્યા અને નૌકા ખાલી થઇ. અંદર ફકત ખલાસીઓ અને નોકરો રહ્યા, જે સાંજના ભોજન માટે તૈયારી કરવા લાગ્યા.

આ ટાપુમાં રહેતી કુમાર જયવંતની કોઇ પ્રેમપાત્રીની શોધમાં નીકળ્યાં હતાં.

થોડીવાર આમ ઉભા રહ્યા પછી તે મુલાયમ તકીઆને અઢેલી ગાદી ઉપર બેઠી અને નવા આવેલા અંગ્રેજ સર વૉલ્ટર લેન્ટનને બોલાવ્યો અને પૂછ્યુ: "તમારો ટાપુ આના કરતાં મોટો હશે?"

"હા. મોટો તો ખરો. પણ ત્યાં રાજ્યકારભાર બરાબર ચાલતો નથી. 'પૈસો એજ પરમેશ્વર' એવી લોકોની માન્યતા હોવાથી રાજતંત્ર તેના ઉપરજ ચાલે છે. દયા, નીતિ અને ધર્મ એ શબ્દોને બધા હસી કાઢે છે."

"પુરૂષો એવા થઇ ગયા હોય, પણ સ્ત્રીઓ તો કોમળ હૃદયની ગણાય છે. તે પુરૂષોને કેમ સુંદર આદર્શ બતાવતી નથી?" મહારાણીએ પ્રશ્ન કર્યો.

"મારા દેશની સ્ત્રીઓમાંથી કોમળતા આજે ચાલી ગઇ છે. તેમણે પોતાનું સ્વાભાવિક સૌંદર્ય ગુમાવ્યુ છે. તેમની ચામડી ખડબચડી અને કદરૂપી થઇ ગઇ છે. લાંબા વાળના ચળકતા, સુંદર અને કાળાભ્રમર જેવા અંબોડાને બદલે સ્ત્રીઓ બાલ કપાવી નંખાવે છે. વક્ષ:સ્થળના ભરાવને બદલે સપાટ વક્ષ:સ્થળમાં ગૌરવ લે છે."

દરમ્યાન મહારાજા રઘુનાથને મળ્યા અને પૂછ્યું: "કુમાર જયવંતને કંઇ જોયા? મેં મારી સાથે આવવાનું કહ્યું, પણ તેમણે ના પાડી."

"મેં પણ આજ સવારના જોયા પછી ફરીથી જોયા નથી."

"ત્યારે શું કહેતા હતા?"

"પુસ્તકની ને પરીક્ષાની વાત કરતા હતા."

રાજાને લાગ્યું કે સર્વની વચ્ચે વાત કરતાં રઘુનાથ અચકાતો હતો: એટલે તેમણે પ્રશ્ન પુછવાનું માંડી વાળ્યું.

રાંગણેકરે મહારાજાની સામે જોઈ કહ્યું. "તમને આશ્ચર્ય લાગતું હશે; પણ તે ખરેખર પ્રીતિદેવી છે. તેને ઘડીને પ્રભુએ હાથ ધોઈ નાંખ્યા છે"

"ત્યારે તો જરૂર તેની પહેલેથી છેલ્લે સુધી બધી વાત કરો. એ તમારી શી સગી થાય છે?"

"માફ કરો. આજે તે ઘેર નથી. એટલે તમને નહીં મળી શકે. મારી કાંઈ સગી નથી. મારી માફક વહાણના સઢ સાથે અર્ધ-મૃત સ્થિતિમાં ટાપુ ઉપર આવી ચડી, ત્યારે તદ્દન બાળક હતી. તે વખતે મંદિરમાં પ્રભુની કથા વંચાતી હતી; એટલે મેં તેનું નામ પ્રીતિદેવી રાખ્યું. એ ખડકની વચ્ચેથી તે મળી આવી. પણ એ વાતને આજે ઓગણીશ વર્ષનાં વહાણાં વાયાં અને હવે તો તેનાં લગ્ન પણ થઈ ગયાં છે."

"તો તો તેને સાસરે હશે?"

"ના. ના. હજી મારે ત્યાંજ છે. તેનો ધણી ગરીબ છે અને જ્યાં સુધી ઘર નહિ મળે ત્યાં સુધી અહીંજ રહેશે. બન્ને બહુજ આનંદી છે. પ્રભુએ ઠીક જોડી મેળવી દીધી છે."

"મારે તેમને મળવું છે." મહારાજાએ કહ્યું.

"નહીં મળે." આમ કહી તે માણસ તેમને તાડ વનમાંથી આગળ લઈ જઈ દુર એક ઘર દેખાતું હતું ત્યાં લઈ ગયો. આજુ-બાજુ ગુલાબનાં ફુલો ખીલી રહ્યાં હતાં.

રાજાનાં બીજાં માણસો આમતેમ ફરવા લાગ્યાં અને રાજા-રાણી રાંગણેકર સાથે વાતે વળગ્યાં.

"હું અહીં રહેવા આવ્યો ત્યારે અહીંના લોકો અસંતોષી હતાં. દરેક મનુષ્ય સામ્યવાદી હતો અને દરેક યુવક હિંસક ક્રાંતિવાદી

હતો. તેમનું એક છૂપું મંડળ હતું અને તમામને એકસરખાં કરવાની તેમને ધૂન લાગી હતી. તેઓ બહાદુર, હુશિયાર અને ઝનુની હતા. તેમને કંઇક વેર હતું. મારા આવવા પછી મેં તેમને સુખી અને સંતુષ્ટ બનાવ્યા છે. હવે તેઓ શ્રીમંતોની અદેખાઇ કરતા નથી, પણ દયા ખાય છે. સાંજે બધાં કામથી પરવારીને આવશે અને ભેગાં મળીને ચાંદનીમાં રાસ રમશે અને આનંદ કરશે પણ તેમનું દુઃખ સાચું છે. જો હું રાજા હોત તો—માફ કરજો, મને બહુ વિવેક આવડતો નથી."

રાજાને ખૂબ આનંદ થયો. જાડી ખાદીનાં કપડાં પહેરેલો આ ગામડીઓ આમ નિર્ભયતાથી વાત કરતો હતો તે જોઇ રાજાને આનંદ થયો અને જાણવાની જીજ્ઞાસા થઇ.

"કહો, તમે રાજા હોત તો શું કરત?"

"તો હું લોક-નાયકોની સાથે મૈત્રી કરત"

"ત્યારે શું અમે એમ કરતા નથી?"

"નાઇ. તમારા રાજ્યમાં પ્રજાનો અવાજ બિલકુલ નથી,"

"કેમ, પ્રજા સભ્યો ચુંટીને મોકલે છે અને તેનું રાજતંત્ર ચાલે છે."

"પણ, પ્રધાનો તો મુખ્ય પ્રધાનજ નીમી શકે છે અને સભ્યો તો લાંચ આપીને પદો મેળવે છે અને ખરા પ્રજાના નાયકો રાજતંત્રમાં આવી શકતા નથી; પણ પ્રજાના તાજ વગરના રાજા તો તેઓજ છે."

"ના. ના. સામે શહેરમાં એક ને બદલે અનેક છે. અને તેમાં કવિઓ, લેખકો અને વક્તાઓ પણ છે, તેઓ ભસુકતા ત્યાગીઋષિ જેવા છે!" બોલતાં બોલતાં તેની આંખો ચમકવા

લાગી. "યાદ છે, જ્યારે ફ્રાંસમાં રાજ્ય તરફથી જુલમ થઈ ગયો ત્યારે એક ફ્રેંચોની કલમમાંથી ક્રાન્તિનો જન્મ થયો. તે વખતે શું કોઈએ એમ ધાર્યું હતું કે તેના પુસ્તકથી રાજ્યના અમલદારો અને રાજા રાણીને ફાંસી મળશે? મારે જ કહું છું, કે લોકનાયકોને રાજ્યના મિત્ર બનાવવા જોઈએ."

રાજાએ કહ્યું: "સમજ્યો. એકજ તણખો આખા ગામને આગ લગાડે છે; તેને રાજી રાખો એટલે બસ, પછી બીજો થાય ત્યારે જોઈ લેવાય, એમ તમે કહો છો, ખરૂંને?"

"હા. તમે બરાબર સમજ્યા."

"તમારામાં કોઈ એવા અસંતુષ્ટ આગેવાન છે કે કેમ?"

"હમણાં તો નથી. કીર્તિદેવીને માટે મેં અસંતોષ ફેલાવવો ચાલુ રાખ્યો હોત, પણ તે તો હવે સુખી છે. મારા વૃદ્ધની એ એકજ લાકડી છે."

"એ પરણીને સાસરે જશે, એટલે તમે નિરાધાર થશો?"

"ના કન્યા, એ તો પારકું ધન છે, તેને શ્વસુરગૃહે વળાવી મારો આત્મા આનંદ પામશે."

મહારાજાએ રાણીના કાનમાં કંઈક કહ્યું, એટલે રાણી બોલી: "મહેરબાની કરી તમારૂં ઘર જોવા નહિ લઈ જાઓ?"

"સુખેથી ચાલો, ગરીબનું ઝુંપડું પાવન કરો."

મહારાણી તથા બીજો રસાલો ઘરની અંદર ગયો અને રાજા તથા રઘુનાથ બહાર રહ્યા.

"રઘુનાથ! રાધાકીશનને મેં બે મિનીટ પહેલાં જોયાં! હું જાગૃત અવસ્થામાં છું, મને કાંઈક ભ્રમ જેવો લાગે છે! અહીં

સૌંદર્યની પ્રતિમા સમી કીર્તિદેવી છે અને અહીં આજ રાધાકીશન આવ્યો છે. કીર્તિનાં લગ્ન થઇ ચૂક્યાં છે. મને લાગે છે કે રાધાકીશન તેનો પતિદેવ હોવો જોઇએ."

રાજા ખૂબ હસ્યો. "ચાલો તપાસ કરીએ," એમ કહી ઝાડી તરફ ફરવા લાગ્યો. થોડે દુર ગયા; એટલે ઝાડીમાંથી ધીમો અવાજ આવવા માંડ્યો.

"યુવરાજ્ઞી, તમે ન ગાઓ, કારણ કે તમારા સુંદર ગુલાબી મુખમાંથી જે સંગીત નીકળે છે તે સાંભળવા પક્ષીઓ અને માછલાંઓ સ્તંભિત થાય છે; અને કોઈપણ ભયંકર માણસ તમારૂં સંગીત ન સાંભળે તો વધારે સારૂં."

રાજાએ રઘુનાથનો હાથ પકડી ચુપ રહેવા કહ્યું: "અવાજ રાધાકીશનનો લાગે છે."

ત્યાં તો બીજો મૃદુ અવાજ સંભળાયો.

"કેમ, ન ગાઉં? આજ તો તમે બીકણ થઇ ગયા છો? શું રાજા આવવાના છે તેથી? રાજાથી હું જરાએ ડરતી નથી. રાજા કોણ છે?"

"તને રાજા જુએ એમાં તને પોતાને લાભ નથી. વળી તારો પતિ બહુ શંકાશીલ છે."

"મારો પતિ તો બિચારો ખલાસી છે, તેને અને રાજાને શું?"

"તું હઠી છે, માટે ગાવું હોય તો ગા: મેં તને ઉત્તર રામ ચરિતમાંથી વાંચી સંભળાવ્યું હતું તે."

"એટલેજ તો મને ગાવાનું મન થયું છે—

તું મુજ કવિત, તું મુજ હૃદય
તું કૌમુદી મમ નેત્રનણી

જુઓ, હું મારા પત્થરના સિંહાસનપર બેઠેલી છું. હવે એક વાર્તા કહું."

સૂર્યાસ્ત થવા આવ્યો હતો. આકાશમાં એક નાનો તારો ચમકતો હતો અને તેણે સ્ત્રીની આંખો જોઇ. સ્ત્રીની આંખમાં કેવું જાદુ છે ?

"જાદુ શાં કર્યાં, કહોજી, સાવરીઆ, જાદુ શાં કર્યાં ?

જાદુ શાં કર્યાં, મન ઘેલાં કર્યાં,

બાણું હતું મમ દિલડું, તે કશું સમજ્યું નહિ,

કાતિલ તમારાં કામણે બાળા દિવાની થઇ."

ગાયન પુરૂં થયું નહિ, એટલામાં રાજા અને રઘુનાથ ઝાળી ખસેડીને એકદમ છતા થયા. રાજાએ એકદમ બૂમ મારી: "તમેજ કીર્તિદેવી છો, કેમ ?"

"હા. હુંજ કીર્તિદેવી." જવાબ મળ્યો.



# પ્રકરણ ૧૨ મું.

## સમુદ્રની રાણી.

કીર્તિદેવીએ પોતાનું નામ જાહેર કર્યું, એટલે પ્રો. રાધાકીશને ઉભા થઇ લશ્કરી ઢબે સલામ કરી. તેનામાં અત્યારે એક પ્રકારની જીદ ભરાઇ ગઇ હતી. મહારાજાની હાજરીથી તે ગભરાયો નહતો; ફકત રઘુનાથ તરફ જોતો નહોતો. રાજાએ તેને પગથી માથા સુધી જોઈ કહ્યું: "શું આવી જાતની વૈજ્ઞાનિક શોધ કરી રહ્યા છો? આ કોઈ સરસ્વતિ દેવીની પ્રત્યક્ષ મૂર્તિ લાગે છે."

"માફ કરજો, મહારાજા, આ કોઇ સરસ્વતીની મૂર્તિ નથી, પણ બિચારી માછીમારની કન્યા છે."

રાજાએ હસતાં હસતાં કહ્યું: "મને ખબર છે, એના પિતા રાંગણેકરને ત્યાંજ હું ઉતર્યો છું. તેણે પોતેજ કીર્તિદેવીની વાત કહી છે. પણ તમે પણ તેના પાલક પિતા છો, એ વાત મને કહી નથી."

રાધાકીશનને શરીરે પરસેવો વળવા માંડ્યો. "આપ કહેતા હો તો હું—"

"કોઇ બીજી વાર ખુલાસો કરીશ. પણ હાલ તો તમારી શિષ્યાની મારી સાથે ઓળખાણ કરાવો."

આ આજ્ઞાથી પ્રોફેસર મુંઝવણમાં પડ્યો તેણે કીર્તિદેવીના કાનમાં કહ્યું: "મેં કહ્યું હતું, કે તમારા સંગીતથી તમે તોફાન જગાડશો, અને જુઓ," તેણે મોટેથી કહેવા માંડ્યું; "નામદાર મહારાજા પધાર્યા છે."

કીર્તિદેવીએ જરાપણ ક્ષોભ પામ્યા વગર કહ્યું: "ભલે પધાર્યા

મહારાજા સાહેબ!" તેણે બહુ નીચી વળીને નમન કર્યું નહિ.
સર રઘુનાથ અનુપમ લાવણ્યની મૂર્તિ સામું જોઈ રહ્યો.

સહેજ પીળાશ પડતી પારદર્શક છીપના રંગ જેવી તેની સુંદર આકૃતિ હતી. તેની આંખો મોટી અને તેજસ્વી હતી, અને શાંત સમુદ્રના રંગ જેવી અગાધ હતી. એકજ કાળા દેરાથી બાંધી રાખેલા તેના વાળ કાળા ભ્રમર જેવા હતા. સફેદ પવિત્ર ખાદીમાં તે અત્યારે દેવી જેવી લાગતી હતી. સ્ત્રીત્વના આદર્શ સમી હતી. કદમાં જરાક ઉંચી હતી. તેનાં વક્ષઃસ્થળનો ઉઠાવ જોઈને કોઈપણ ચિત્રકારને પોતાનું ચિત્ર સુધારવાનું મન થાય. તેનાં દરેક અંગમાંથી સૌંદર્ય નીતરતું હતું. મુખ ઉપર નૈસર્ગિક આનંદ અને સરળતા હતાં. મહારાણી સ્વરૂપવાન હતી, પણ આ સૌંદર્ય તેનાથી અધિક હતું એમ મહારાજાને લાગ્યું. તેનાં દરેક અંગમાં પવિત્રતા અને પ્રેમનો આવિર્ભાવ જણાતો હતો.

થોડીવાર સુધી શું કહેવું તેનો વિચાર કર્યા પછી મહારાજાએ કહ્યું: "આપને જોઈને બહુ આનંદ થયો. ફરતાં ફરતાં આ તરફ આવી ચડ્યો અને અમારાં સદ્‌ભાગ્યે તમારાં દર્શન થયાં."

"દર્શન ન થાત તો આપ નામદારને નુકસાન પણ ન થાત." કાંતિદેવીએ જવાબ આપ્યો. "મારાં દર્શન નકામાં છે."

"આપના પતિ એમ કહે છે?"

તેની આંખો તેજથી ચમકી રહી. "મારા પતિ આપની સાથે બરાબર વાત કરી શકતે. મને તો તે બાબતની ગમ નથી."

"આપના પતિને ઓળખતો હોઈશ તો જરૂર તેમનો દરજ્જાને ચઢાવી દઈશ આપ, એમનું નામ આપશો?"

યુવતીનાં ગાલ શરમથી લાલ બની ગયા. "મારા પતિએ નામ આપવાની ના પાડી છે." તે ધીમેથી બોલી.

"ના પાડી છે? તમારો મહારાજા સાધારણ રીતે એ સવાલ પૂછે તો શું તમે નામ નહિ જણાવો?"

દરમ્યાન પ્રોફેસરે રઘુનાથનો હાથ દાબી કહ્યું: "શામાટે નથી કહેતી? કહેને!"

કીર્તિદેવીએ મહારાજાની સામે જોઇ કહ્યું: "પતિ સિવાય મારો કોઇ રાજા નથી. મેં લગનની વેદી આગળ પ્રતિજ્ઞા કરી છે કે હું તેની આજ્ઞામાં રહીશ. અને તેની આજ્ઞા મને શિરસાવંદ્ય છે."

"શાબાશ! કીર્તિ! જો આ પ્રમાણે બધી સ્ત્રીઓ વર્તે તો દુનિયાં સ્વર્ગ બની જાય." પ્રોફેસરથી બોલાઇ જવાયું:

મહારાજાએ રાધાકીશન તરફ ફરીને પુછ્યું: "પણ, રાધાકીશન, તમે કાંઇ પ્રતિજ્ઞા લીધી નથી: જ્યાં સુધી અમારી નોકરીમાં છો ત્યાં સુધી તમારે અમારી મરજી પ્રમાણે વર્તવાનું છે. આ દેવીના ભાગ્યશાળી પતિનું નામ હું જાણવા માગું છું."

"માફ કરજો, નામદાર, મારા મિત્રોને દગો દેવા કરતાં નોકરીનું રાજીનામું આપવું હું વધારે પસંદ કરૂં છું."

રાજાએ અધિરાઇથી કહ્યું: "મારા હુકમનુ અપમાન થાય છે."

કીર્તિદેવી હસીને બોલી: "તમે અમારી માફક ગુસ્સે પણ થાઓ છો. રાજાઓ પણ સાધારણ મનુષ્યની જેમ વર્તી શકે છે. પણ ઉભા રહો, મહારાજા આ વાતમાં કાંઇ ભેદ નથી. હું ગરીબ કીર્તિ છું અને પાટવી કુંવરની વિહારનૌકાના એક ખલાસીને હું પરણી છું. મને તે પરણ્યા છે એમ પાટવી કુંવરને ખબર પડે તો તેમને નોકરીમાંથી કાઢી મૂકે, માટે નામ આપવાની ના પાડી છે: અને તે આજ્ઞા મારે પાળવી જોઇએ."

"બરાબર છે, પણ પાટવી કુંવર શામાટે તમારા પતિને કાઢી મુકે? તમે ફક્ત નામ આપશો તો હું તેમને મુખી કરીશ. શું મારામાં વિશ્વાસ નથી આવતો?"

"એમ નહિ. હું મહારાજાને વંદન કરૂં છું, પણ મહારાજા કરતાં મારા પતિની આજ્ઞા વધારે પવિત્ર છે." આમ કહી રાજાને પગે લાગી ગાતી ગાતી કીર્તિ ત્યાંથી ચાલી ગઇ.

દુરથી સ્વર સંભળાવા લાગ્યો:

'અપને મૌલાકી મંય જોગન બની—જોગન બની.'

રાજા એકદમ થંભી ગયો અને બધો ગુસ્સો પ્રોફેસર ઉપર કાઢયો: "ગઇ રાત્રે અમારી તબીઅત અને સહીસલામતી માટે તમે બહુ ચિંતાતુર હતા. અત્યારે હવે મારો વારો આવ્યો છે. તમે દરેક બાબતમાં વધારે પડતું માથું મારો છો. ચુપ રહો," પ્રોફેસર બોલવા જતા હતા તેને અટકાવીને કહ્યું: "તમારે કહેવું હશે તે કાલે સાંભળીશું, હમણાં જાઓ અને તેની સંભાળ લો. તેના પતિએ તેની સંભાળ લેવાનું કામ તમને સોંપ્યું છે, માટે તેનો વિશ્વાસઘાત કરતા નહિ, જાવ."

પ્રોફેસર ગળગળા થઇ ગયા. "નામદાર, હું આપનો નોકર છું. આ સુંદર સ્ત્રીની બાબતમાં કેટલીક વાત છુપી રાખવા માટે સપડાઇ ગયો છું અને સર રઘુનાથ જાણે છે કે—"

"રઘુનાથ શું જાણે છે?"

"એટલું જ કે રાધાકીશન પ્રમાણિક માણસ છે, બીજું કાંઇ હું જાણતો નથી."

વિશ્વાસ છે. આજે ભલે નામ ન કહેતા, પણ કાલે સવારે કહેવું પડશે."

"નામદાર—"

"જુઓ, તેનો પતિ જયવંતની વિહારનૌકામાં નોકર છે, તો જયવંતે આને જોઇ હશે. મને જયવંત માટે બહુજ દિલગીરી થાય છે. પોતાનાજ નોકરની સ્ત્રી સાથે પ્રેમમાં પડવું એ ઠીક નહિ. પણ, હમણાં તો તમે જેને 'યુવરાજ્ઞી' કહેતા હતા તેની સંભાળ રાખવા જાઓ."

આમ કહી, રઘુનાથને લઈ મહારાજા રાંગણેકર તરફ પાછા ફર્યા ને રાધાકીશન એકલો પડયો. તે કીર્તિદેવી ગઇ તે દિશામાં દોડયો અને ખડક ઉપર ચડીને જોયું તો તે એક દેવીની જેમ દરિયા કિનારે એક શિલાનું ઓશીકું બનાવી સૂતી હતી.

તેણે બૂમ પાડી: "કીર્તિ!"

કીર્તિ ઉંચે જોઇ હસીને બોલી: "મહારાજા ગયા?"

"હમણાં તો ગયા, પણ સુર્યની માફક કાલે સવારે પાછા આવવાના."

"ઉભા રહો, હું તમને નીચે ઉતારૂં."

"નહીં, નહીં, જ્યારે મને એક સ્ત્રીની મદદની જરૂર પડશે ત્યારે વાત, પણ તારૂ તો હવે આવી બન્યું!" આમ કહી કુદકો મારી તે નીચે ઉતર્યો.

કીર્તિ બોલી: "બાયલા લોકો આપઘાત કરે!"

"અને બહાદુર બીજાને મારે, કેમ ખરૂંને? પણ કીર્તિ, તારા પતિ વિષે વાત કરવાની છે."

"મારા પતિની? રાજાએ મને જોઈ છે તેથી શું તેઓ ખરે-ખર ગુસ્સે થશે?"

"કેવું સુંદર લાવણ્ય! અહા પ્રભુ! શું આવી આકૃતિ પણ દુ:ખને માટે સરજી છે!" તે મનમાં બડબડયો, પછી મોટેથી બોલ્યો: "ગુસ્સે તો નહિ થાય, પણ તે પોતે મુશ્કેલીમાં આવી પડશે!"

"શા માટે? શું એવો હુકમ છે કે વિહાર નૌકાના નોકરોએ લગ્ન ન કરવાં?

"પણ તે નોકર નથી, મોટા અમલદાર છે, પાટવી કુંવરની સાથેજ રહે છે."

"મને તો તેવું કાંઈ કહ્યું નથી. અને નોકરી એક નહિ તે બીજી શું નહિ મળી રહે?"

"જો કીર્તિ, સાંભળ, તારા પતિએ અને મેં રાજા તને ન જુએ તે માટે યુક્તિ રચી હતી અને પુસ્તક વાંચી સંભળાવવા હું તને અહીં લાવ્યો, પણ રાજા અહીં ખેંચાઇ આવ્યા. બોલ, કોનો વાંક? તારો કે મારો?"

"મારો વાંક; પણ રાજા તદ્દન નકામો છે, લોકોની ઇચ્છા ઉપર જરાયે ધ્યાન આપતો નથી. લાકડાંનાં પુતળાં જેવો છે: માણસ જેવો દેખાય છે, પણ છે નહિ. તે ગુસ્સે થાય છે, તે મને ગમતું નથી."

"રાજા પણ આ મૃત્યુ લોકનો માનવીજ છે, એટલે ગુસ્સો તો કરેજ."

"પણ ગુસ્સો કરવાથી શો ફાયદો? એ તો દુશ્મનના હાથમાં તરવાર આપવા બરાબર છે. વિશેષમાં મેં સાંભળ્યું છે કે રાજાઓ

વિષયી હોય છે, પ્રજાની વહુ દીકરીઓને ઉપાડી જાય છે કદાચ બધા રાજા એવા નહિ હોય, તોપણ બધા રાજાઓ વધુ પડતા કર નાંખે છે એમ સરોજ દેશપાંડે ભાષણમાં કહેતો હતો."

"સરોજ દેશપાંડે! શું તે અહીં ભાષણ કરવા આવે છે? ક્યારે આવે છે?"

"રાત્રે પોતાની હોડીમાં એકલો આવે છે અને બધાંને ભેગાં કરી અમે કેમ સુખી થઇએ તે વિષે વ્યાખ્યાન આપે છે. ઠીક, પણ ધાર કે તારા પતિ તને છેતરે તો?"

"બનેજ નહિ. આવા સુંદર મુખાકૃતિવાળા મનુષ્યો સત્યની જ મૂર્તિ હોય છે." આમ કહેતાં કહેતાં તેનું મોઢું કરમાવા લાગ્યું. અને રાધાકીશન તેની વિષાદમય સુંદર મુખાકૃતિ તરફ જોઈ રહ્યો.

એટલામાં તોપનો ધડાકો સંભળાયો. રાધાકીશન બોલ્યો: "રાજા જાય છે અને તેના માનમાં તોપ પડી છે. પણ આજની વાત કોઇને કહેતી નહિ.

"તમે કેમ બીઓ છો? આજે શું થયું છે? જાઓ, નહિ કહું કોઇને-એમને પણ: હવે રામચંદ્રને મળું." આમ કહી બન્ને ચાલ્યાં.

રામચંદ્ર સાગા મળ્યો, તેણે કહ્યું: "બેટા કીર્તિ, ઠીક થયું કે તું ચાલી ગઇ. રાજા, વાજા ને વાંદરાં બધાં સરખાંજ હોય છે."

એટલામાં રાજારાણી નૌકા ઉપર ગયાં. સંગીત શરૂ થયાં. ભોજન પીરસાયું. બધાં આનંદથી વાતો કરતાં જમવા લાગ્યાં.

અને વસંત ઋતુમાં એક પુષ્પ મંડપ રચી ઉજાણી કરવાનું ઠર્યું. બધાંજ આનંદમાં હતાં: પણ રાણી સફેદ પુણી જેવી દેખાતી હતી અને તેની આંખો રાજાની સામે તાકી રહી હતી.

———

# પ્રકરણ ૧૩ મું.

## છૂપી પોલીસ.

શહેરના ફેશનેબલ અને ઉચ્ચ ગણાતા લોકોના રહેઠાણ આગળ એક મોટું ભુવન આવેલું હતું. તે ભુવન ચંદન દુધવાળાના નામ પરથી ચંદન ભુવન કહેવાતું હતું. ચંદનદાસને ફક્ત પૈસાનો મદ અને નાદ હતો. શહેરના એક વર્તમાનપત્રનો તે એકલો માલિક હતો અને બીજી ત્રણ વર્તમાનપત્રની કંપનીમાં મોટો ભાગ ધરાવનાર ડીરેક્ટર હતો. ચંદનદાસ દુધવાળો આ રીતે છાપાંઓનો રાજા હતો, તેથી પોતાના મતને પ્રજામત તરીકે ઠસાવવા માગતો હતો. અધિપતિની શરતચુકથી કે તેના અંતઃકરણના અવાજ પ્રમાણે લખવાથી ચંદનદાસના મતને ન મળતું લખાણ આવ્યું કે તુર્ત જ અધિપતિને સખ્ત ઠપકો મળતો અને ફરીવાર એવું બનતાં અધિપતિને રૂખસદ મળતી.

એ ત્રણ નાનાં વર્તમાનપત્રો આની સામે પડતાં, પણ દુધવાળાને નાણાંની થેલીનું જોર હોવાથી તેમનું કાંઈ ચાલી શકતું નહીં. તેને જાહેરખબરો એટલી બધી મળતી હતી કે છાપાંના વેચાણની તેને બહુ દરકાર નહોતી.

પુષ્કળ પૈસાથી તે તરંગી અને સ્વચ્છંદી બન્યો હતો. પૈસાની ખાતર તે પરણ્યો હતો, પણ આવું સ્વાર્થી લગ્ન લાંબો વખત ટક્યું નહીં. શ્રીમતી દુધવાળાં થાણાના દિવાનાગૃહમાં મરણ પામ્યાની લાંબી જાહેરાત વર્તમાનપત્રોમાં પ્રકટ થઇ. શ્રીમતીનાં મરણ પછી દુધવાળાની નાટકશાળામાં લગભગ કાયમી હાજરી રહેવા માંડી. મહારાજાએ ટાપુ ઉપર પધરામણી કરી તેને વળતે દહાડે

સાંજે ચંદન નાટકશાળામાંથી પાછો ફર્યો ત્યારે પોતાનું પત્ર જોઇ ખૂબ આનંદમાં આવી ગયો. દેશની અંદર કલહ જગાડવા માટે, જૂદાજૂદા પક્ષોમાં ફાટફુટ પડાવવા માટે અને બીજા દેશોની સાથે લડાઈમાં ઉતરવાની ઉશ્કેરણી કરનારાં ભૂતભડકામણાં મથાળાં કર્યાં હતાં. આમ કરવાથી છાપાંનો ફેલાવો વધતાં કંપનીના શેરના ભાવ ચડશે એ વિચારથી તેને ગિલગિલી થતી હતી. બે પ્રજાને લડતી જોવાની તેને મજા પડશે, એથી પણ તે આનંદમાં હતો, કિન્તુ 'મઠ'ની તરફદારી કરનારો લેખ ન જોઇ તે બબડયો. "હશે. આજે કદાચ જગ્યા નહિ હોય, પણ કાલે તો તે આવવોજ જોઇએ. મઠના અધિકારીએ રૂ. ૧૫૦૦૦ ફોકટના નથી આપ્યા. વડા પ્રધાને રાજાને ચેતવણી આપવી જોઇએ કે તેના તરફ આમ ન વર્તાય. રાજામાં અક્કલનો છાંટો નથી—"

આ વખતે ઘંટડી વાગી અને નોકરે કહ્યું કે; "એક ગૃહસ્થ મળવા આવ્યા છે."

"કહે કે અત્યારે રાત્રે નહિ મળાય; કાલે સવારે આવે."

"સાહેબ, મુખ્ય પ્રધાન સાહેબનો માણસ છે."

ચંદનદાસ 'કાર્ડ' જોઇ વિચારમાં પડયો; "રાજુ કોણ? હશે, બોલાવ, અંદર."

બીજીજ ક્ષણે રાજુ અંદર આવ્યો. તે છાપાંની બધી વાત જાણતો હતો, અને ઘડી ઘડીમાં ચશ્મા નાકપર ચઢાવતો હતો

"તમારા લેખની બાબત બહુ જરૂરી છે."

"તમે મુખ્ય પ્રધાન તરફથી આવો છો તેની ખાત્રી શી?" ચંદનદાસે તેની સામે જોઇ પુછ્યું.

તેણે તુર્તજ વીંટી બતાવી. વીંટી જોઇ ચંદનદાસ ગભરાયો,

ચશ્મા ઠીકઠાક કર્યાં, ગળું ખોંખાર્યું અને પછી કહ્યું; "પ્રેમ પ્રેસને માટે ખાસ ખબર લાવ્યા છો?"

"હા. વર્તમાનપત્રની હાલની નીતિ બદલવી પડશે, લોકમતની વિરુદ્ધ નહીં લખાય.

"તેમ બનવું અશક્ય છે, નીતિ કાંઈ બદલાય નહિ. પણ ચાલો, આપણે અંદરના ઓરડામાં જઈ નિરાંતે વાત કરીએ."

બન્ને જણા અંદર ગયા. જતાં જતાં રાજુ બોલ્યો: "પ્રધાન મંડળની આબરૂનો તમારે ખ્યાલ રાખવાનો છે."

"ના. ના. તેમ નથી. પ્રધાન મંડળ તો બદલાયા કરે, રાજદ્વારી પુરુષો પદભ્રષ્ટ થાય, પણ વર્તમાનપત્રો તો ચાલ્યાજ કરે અને તેમની નીતિ પણ અખંડ રહે."

"પણ, તેમની મરજી બદલાય તો ફેરફાર થાય ખરું ને? અને રાજેંદ્રની વાત આવતી હોય તો?"

"રાજેંદ્ર બિચારો શું સમજે? મોજશોખમાંથી પરવારે ત્યારને?"

રાજુને જરા માઠું લાગ્યું હોય એવું દેખાયું, પણ શાંતિ રાખી બોલ્યો: "હવે રાજા રાજ્યવહીવટમાં રસ લેવા માગે છે." આમ કહી રાજુ બહાર નીકળ્યો અને જતાં જતાં કહ્યું: "હું દિલ્હી જાઉં છું અને ત્યાં કંઈ જાણવા જેવું હશે તો લખી મોકલીશ. ઠીક, જય સ્વદેશ!"

રાજુના જવા પછી ચંદનદાસે કેટલાંક કાગળીયાં કાઢ્યાં અને તપાસી તપાસી સળગાવવા માંડ્યાં. જ્યારે બધાં સળગી રહ્યાં ત્યારે તે હસ્યો. "કાંઈપણ થાય તો મને શું? હું તો જેમ અત્યારે પ્રધાનનો પક્ષ કરું છું; તેમ તેનો વિરોધ પણ કરી શકું. હું થોડા

કોઈનો બંધાએલો છું? કાલે લખીશ કે તમારો સંદેશો મળ્યો એટલુંજ."

રાજુ ચંદનદાસના મકાનમાંથી બહાર નીકળી વિચાર કરવા લાગ્યો. "આજે મેં દેશને ભયંકર આફતમાંથી બચાવ્યો. બિચારાં ગરીબ માણસોની ખુવારી અટકાવી. આવાં ભયંકર કાવતરાંની મને ખબરજ ન પડત, પણ હવે ખબર પડી તે ઠીક થયું."

આમ વિચાર કરતો તે પુલ આગળ આવી પહોંચ્યો. ત્યાં સરોજ દેશપાંડે અને નાસીરને ઓળખ્યા. રાજુ પછવાડે ચાલ્યો. સરોજ નાસીરને મીઠે સ્વરે ઠપકો આપતો હતો:" નાસીર, આખો દિવસ તું પુસ્તકાલયમાં પડી રહે છે, રાતનાં આવાં તોફાન કરે છે, ત્યારે જન-સેવા ક્યારે કરીશ?"

નાસીરે હસીને કહ્યું: "સરોજ, તારી જીભે સરસ્વતી છે. તું સુંદર ભાષણ કરી શકે છે, તને એવી કુદરતી બક્ષીસ મળી છે અને અંતરાત્માનો અવાજ તને પ્રેરે છે. મને એવી પ્રેરણા થતી નથી. હું માનું છું કે એ એક જાતનો રોગ છે, અને તે જલ્દીથી નાબુદ કરવો જોઇએ."

ખૂબ હસીને નાસીરે સરોજનો હાથ પકડી આગળ ચલાવ્યું: "સરોજ, મેં મારું કાવ્ય રાજાને અર્પણ કર્યું. તે પહોંચ્યા બદ્દલ તેના મંત્રીનો પત્ર આવ્યો છે. પણ તેણે જરા વાંચ્યું હોત તો ખબર પડત કે તેમાં રાજાની નિંદાજ હતી."

"ઠીક, ચાલ હવે તને ઘેર પહોંચાડી આવું."

"ઘર! મારું ઘર તો ભાંગી ગયું. મારી સ્ત્રીને બિચારીને દુઃખી કરી મારી નાંખી! મારા જેવા વ્યસનીને આવું સુંદર રત્ન ન મળવું. પણ જો સરોજ, તું મારા જેવું ન કરતો! લીલાને ન

મારી નાંખને! હા. આપણે પાછું કાલે નવ વાગ્યે મળવાનું છે. એ વ્યાખ્યાન આપવાની છે"

"હું જરૂર આવીશ અને તેનો મધુર અવાજ સાંભળીશ. તું પણ ધ્યાનથી સાંભળજે. પણ, જો, જો, રસ્તો ચક્કર ચક્કર ફરે છે, ચંદ્રમા પણ નાચવા લાગ્યો છે, પણ, પણ, સરોજ, સાંભળ! એંટનીએ ક્લીઓપેટ્રા માટે સામ્રાજ્ય ખોયું. લીલા ન હોત તો તું પણ રાજ્ય મેળવત અને ભોગવત. પણ સરોજ, લીલાને લીધેજ તું આવી સ્થિતિમાં છે."

રાજુ આગળ ચાલ્યો. પેલા બન્ને અદૃશ્ય થયા. રાજુના દિલમાં અજબ શાંતિ હતી. તેણે ભજનનો સ્વર સાંભળ્યો.

"પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને,
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને."

રાજુ વિચાર પરંપરામાં ડુબ્યો: "પાવકની જ્વાળા ચોગરદમ ફેલાઇ છે. સમાજમાં પરિવર્તનની જ્વાળા ફેલાઇ છે. તે જ્વાળા ગરીબોનાં ઝુંપડાંમાંથી નીકળે તે કરતાં રાજમહેલમાંથી કાં ન નીકળે?"

તે મહેલ પાસે આવ્યો. સંત્રીએ તેને અટકાવ્યો. તેણે નિશાની કરતાં દરવાજા આગળ એક ઝભ્ભો ઓઢીને મનુષ્ય ઉભો હતો તેણે દરવાજો ઉઘાડી આપ્યો અને ધીમે ધીમે વાતો કરતા બન્ને ગયાં.



# પ્રકરણ ૧૪ મું.

## રાજેંદ્રનો મનાઈ હુકમ.

સર બલુભાઈને પ્રધાન મંડળમાં બે વાર હાર મળી હતી અને હાલના મુખ્ય પ્રધાને ધીમે ધીમે પ્રધાન મંડળમાં પોતાની સત્તા જમાવી હતી. તેથી સર બલુભાઇને ધીમે ધીમે પ્રધાનમંડળમાંથી ખસી જવું પડયું અને તે રીતે મળતા ફાયદા પણ બંધ થયા. ધારાસભામાંથી પણ નીકળી જવાનો તેનો વિચાર હતો અત્યાર સુધી તે મુખ્ય પ્રધાન હતો અને નાણાં ખાતાંનો પ્રધાન તે જગ્યા માટે ઉમેદવાર હતો. સર બલુભાઇ ધીમે ધીમે મુખ્ય પ્રધાનની લગામ તેના હાથ નીચેના મી૦ ને સોંપવા રાજી હતો. પણ રાજાની છેવટની મુલાકાતથી બન્ને જણા ગભરાઇ ગયા હતા. ઉપરાંત રાજાએ ધારાસભામાં ભાષણ આપી પોતાની નીતિ જાહેર કરવાની ધમકી આપી હતી.

આમ હોવાથી તેને આખી રાત ઉંઘ આવી નહતી. અને મહારાજાએ નકામી લડાઇ જાહેર કરી દેશને ખાડામાં નાંખવાની નીતિનો વિરોધ કર્યો હતો, એ બાબત તે પ્રધાન મંડળમાં કરે તો તેમાં ફાટફુટ પડવાની વકી હતી.

સર બલુભાઇ બબડયા: "આપણને માત્ર થોડાં નાણાંની જરૂર છે; જેથી આપણે આ પાસેનો નાનો પણ ખીણોથી ભરપુર મુલક કબજે કરી શકીએ. એક પાકા લીંબુને છુંદીને રસ કાઢતાં વાર લાગે તેટલીવાર આ નાના દેશને નીચોવતાં લાગશે."

આમ વિચાર કરતા કરતા કાફીનો ઘુંટડો ભરે છે, એટલામાં ચંદનદાસના હસ્તાક્ષરવાળો 'જરૂરી' પત્ર નોકર આપી ગયો, તે એકદમ ઉઘાડી વાંચવા માંડયો.

'નેકનામ સર બલુભાઈ, તમારો વિશ્વાસુ માણસ રાત્રે મળ્યો. તેણે બધી સ્થિતિનો ખુલાસો કર્યો છે. આજે તે દિલ્હી ગયો છે અને ત્યાંથી હકીકત જણાવશે. દિલગીર છું કે તમારી સ્થિતિ કફોડી થઇ છે. વખત હોય તો મળું ?

લિ૦ ચંદન દુધવાળા.'

પત્ર ફરી ફરી વાંચ્યો. 'શું લખે છે! મારો માણસ દિલ્હી ગયો! આ તો ગાંડપણજ જણાય છે!' "કાગળ કોણ લાવ્યું ?"

"જી, ચંદનદાસનો માણસ લાવ્યો."

"ગયો કે છે ?"

"જી, ગયો."

"ઠીક," કહી તે જવાબ લખવા બેઠો.

'ભાઇશ્રી, તમારા કાગળનો અર્થ કાંઈ સમજાતો નથી. મેં કોઈ માણસ મોકલ્યો નહોતો. તમારે ખુલાસો કરવો હોય તો સાડા અગીઆર સુધી મળી જાઓ.

લિ૦ બલુભાઇ.'

"જા, આ કાગળ ચંદનદાસને હાથો હાથ પહોંચાડજે" આમ કહી નોકરને કાગળ દેવા મોકલ્યો. નોકરના ગયા પછી સર બલુભાઈને પુષ્કળ ચિંતા થવા લાગી.

થોડીવારમાં તેનો નોકર પાછો આવ્યો અને ખબર લાવ્યો કે ચંદનદાસ દુધવાળા પોતેજ આવે છે. સર બલુભાઈ શયન ખંડ છોડી દિવાનખાનાંમાં આવી બેઠા, કે તુર્તજ નીચે ગાડીનો અવાજ સંભળાયો અને ચંદનદાસ અંદર આવ્યા.

"કેમ, ભાઈ ચંદનદાસ, આ બધી શી ગડબડ છે?"

"મને પણ સમજ પડતી નથી. કાલે તમારા તરફથી એક જણ આવ્યો અને કહ્યું કે આપ બહુ મુંઝવણમાં છો. એ માણસે પોતાનું કાર્ડ પણ આપ્યું છે. લીઓ, જુઓ."

"રાજુ, રાજુ કોણ? તદ્દન અજાણ્યો માણસ લાગે છે; ચંદનદાસ તમે કેમ માની લીધું કે એ મારો માણસ છે?"

"કેમ માન્યું? તમારી મોટી વીંટી નિશાની તરીકે તમે મોકલી પછી કેમ ન માનું?"

"મારી વીંટી? કહી બલુભાઈએ આંગળી તરફ જોયું, તો મોઢું સફેદ પુણી જેવું થઇ ગયું. પણ તુર્તજ યાદ આવ્યું કે 'હા, હા, વીંટી તો મેં રાજેંદ્રને આપી છે.'

"રાજેંદ્રને!" ચંદનદાસનું મોઢું પહોળું થઇ ગયું. ત્યારે રાત્રે માણસ આવ્યો તે રાજેંદ્રના તરફથી?"

"રાજેંદ્ર પોતે તો નહોતાને?" બલુભાઈ હસ્યા.

"ના, ના, રાજેંદ્ર તો નહોતા. પણ તેનો કોઈ છુપો જાસુસ તો જરૂર હતો. માટે ચેતજો, બલુભાઇ."

"ઠીક, ઠીક, પણ આપણી બધી યોજના તમે કહી?"

"હા. અને તેણે કહ્યું કે રાજાને ખબર છે અને તેની સખ્ત ખબર લેવાના છે."

"કોણ લેશે? રાજેંદ્ર? ઝાઝી ગડબડ કરશે તો ગાડી ઉપરથી ઉડાડી મુકીશું!"

ચંદનદાસે કહ્યું: "પણ જનસમાજ છેને?"

"ઓહો! જનતા! સત્તાના ચક્કર નીચે દબાએલી જનતા!

બસ, બે ચાર અગ્રલેખ લખજો એટલે બેડો પાર!"

'પણ તે તો રાતે દુત કહી ગયો હતો તેની વાત સાચી છે કે નહિ તેના ઉપર આધાર રાખે છે."

"સાચીને બાચી. આપણે તો આપણી યોજના પ્રમાણે ચાલવાનું છે, જનસમાજ કે રાજેંદ્ર કોઈની તાકાત નથી કે આપણને અટકાવે, જાઓ, ચંદનદાસ જાઓ અને સામ્યવાદ વિષે એકાદ લેખ અગ્ર લેખ લખાવી નાંખો."

ચંદનદાસના ગયા પછી સર બકુભાઈના મંત્રી મી૦ સદ્દાના આવ્યા. સદ્દાના શાંત સ્વભાવના, પણ મહેનતુ માણસ હતા. આવેલા પત્ર વ્યવહારના કાગળોમાંથી મંદિરના મુખ્ય અધિકારીના પત્ર ઉપર તેણે ધ્યાન ખેચ્યું. તેમાં રાજેંદ્રે જમીન આપવા ના પાડી તેની ફરિયાદ હતી.

બકુભાઈએ કહ્યું, "એમાં હું કાંઈ ન કરી શકું. એ તો રાજ કુટુંબની અંગત માલેકીની જમીન છે અને રાજેંદ્રની સત્તાની વાત છે. એવો જવાબ લખી નાંખો"

"બીજો એક નનામો પત્ર છે. તેમાં એક ક્રાંતિકારક મંડળની સભાની જાહેર ખબર છે. તેમાં લીલાદેવી મુખ્ય વક્તા છે."

"લીલાદેવી કોણ છે?"

"લીલાદેવી એક શક્તિ છે, જો જન સમાજને હચમચાવી શકે છે."

"એકના ઉપરજ તેની સભા ચાલે છે કે, ઘણા ઉપર?"

"લગભગ અર્ધો જન સમાજ તેની સત્તામાં છે."

"ખુબ ગણત્રી કરી રાખી છે. તમે તેમાં ભળ્યા છો કે શું?"

છે. અને જ્યારે પ્રધાનમંડળ પૈસાના લોભ અને અંગત સ્વાર્થ માટે પ્રજાને ખુનખાર લડાઇમાં દોરવાનો ઠરાવ કરે અને રાજેંદ્ર તે જોયા કરે તેના જેવો ભયંકર પ્રજાદ્રોહ બીજો શો હોઇ શકે? એ રાજાના જેવો પાપી રાજા બીજો કોઇ નથી! સમજ્યા?"

"રાજેંદ્રોને આવી સત્તા વાપરવાથી પદભ્રષ્ટ થવુ પડયું છે!"

"તો મને તેની પરવા નથી. જેમ પ્રજા કહેશે તેમ હું ચાલીશ. પ્રજાની મરજી એજ મારી મરજી."

"પણ, નામદાર, કાયદાનો ભંગ થાય છે."

"ભલે થાય. મારે મૂર્ખમાં ખપવું નથી."

"મહારાજ, મને સ્વપ્ન આવ્યું કે મેં તમને આપેલી વીંટી તમારી પાસેથી ખોવાઈ ગઇ અને કોઈ દૂતે તેનો ઉપયોગ કર્યો."

"સ્વપ્ન હમ્મેશાં સાચાં પડતાં નથી. બરાબર સમજી લો કે જ્યારથી વીંટી મારી આંગળી ઉપર આવી છે ત્યારથી તે ત્યાંજ રહી છે અને અત્યારે પણ ત્યાંજ છે. જાઓ, પધારો!"

# પ્રકરણ ૨૫ મું.

## રાજેન્દ્ર ને જયવંત

રાજવંશી ખાણું પૂરું થયું. જેઓને આમંત્રણ હતું, તે બધા મહારાજાની પ્રકૃતિ તથા મિલનસારપણાંનાં વખાણ કરતા હતા; અને મુખ્ય પ્રધાનના અતડાપણાની ટીકા કરતા હતા. સર બલુભાઈ આજે સર વોલ્ટર લેબંઝન નામના અંગ્રેજી પરોણા ઉપર છાપ પાડી શક્યા નહીં.

વાતચીતમાં સર બલુભાઈ કહ્યું: "તમારા દેશમાં તો પ્રજાસત્તાક રાજ્ય જેવું છે રાજાની સત્તા નથી."

"હાલમાં લગભગ બધાં રાજતંત્રો તે પ્રમાણે છે."

"તમે હજી માનો છો કે કોઈપણ પ્રજા એક હથ્થુ સત્તા ચલાવી લે?"

"હા. ક્રોમવેલ જેવા એક મનુષ્યની જરૂર છે. મજબુત મનનો મજબુત બાંધાના એક પ્રજાના માણસની જરૂર છે, જે ઝાડુ લઈ દેશનો કચરો સાફ કરી નાંખે. અમારા દેશમાં હાલ એવો નથી, પણ તમારામાં છે – સરોજ દેશપાંડે."

"સરોજ દેશપાંડે તો એક ગાંડો તરંગી માણસ છે.—"

"અને ક્રોમવેલને પણ બધા તેવોજ ગણતા.—"

"પણ, તમે જો તેને મોટો માણસ ગણતા હોતો ભૂલ છે."

"બલુભાઈ, દુનિયાં તેમ ધારતી નથી. તે બોલે છે ત્યારે આખું વિશ્વ સાંભળે છે. તે આશ્રમની બહાર પડે છે ત્યારે દેશે દેશના વર્તમાન પત્રના પ્રતિનિધી તેની પાછળ ભમે છે તેના

વર્તમાન પત્રોમાં છપાય છે. પણ તેનો આપને ખ્યાલજ નથી. મારે તેને મળવું હતું. ફ્રાંસના રૂસોની વાત સાંભળી હશે."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, એટલામાં રાજા સાહેબ ત્યાં પધાર્યા અને કહ્યું; "સર બલુભાઇ મારે એક સુચના કરવાની છે."

"આપની આજ્ઞાનો અમલ કરવા ઉભો છું." બલુભાઈ વિવેકથી બોલ્યા.

"તમે જાણો છો કે એક કવિએ મને કાવ્યો મોકલાવ્યાં છે, તે ઉર્દુ શાયર છે. તેને દર વર્ષે રૂ. ૧૫૦૦ વર્ષાસન બાંધી આપજો."

"કવિનું નામ મે સાંભળ્યું નથી."

"પ્રધાનોને કવિતા વાંચવાની ફુરસદ હોતી નથી."

"ઠીક, હું તે કવિનું નામ શોધી મોકલાવી આપીશ."

"કવિ વખતે વર્ષાસન નહીં સ્વીકારે, પ્રધાનો કરતાં તેઓ વધારે મગરૂર હોય છે."

"ઠીક, વારૂં."

પ્રધાનને આજે એ બાબતનો કડવો અનુભવ થયો. તેની સત્તા સરી જતી લાગી. એક તો રાજાએ પોતાની સત્તા વાપરી બીજા દેશ સાથે લડાઇ અટકાવી હતી. આ લડાઇ જાહેર થાય તો પ્રધાન મંડળને પોતાનાં ખીસાં તાજાં કરવાની સારી તક મળે તેમ હતું. તે તક જતી હતી. બીજું કોઇ છુપા દુતે પ્રજાને પણ લડાઈ વિરૂધ્ધ સમજાવવા વર્તમાનપત્રનો આશ્રય તેની વાડીની મદદથી લીધો હતો.

આ વખતે ત્રણ વાગ્યા હતા. રાજાએ સર રઘુનાથને બોલાવી કુમાર સાહેબને બોલાવવાનું કહ્યું. સર રઘુનાથે ધીમેથી કહ્યું "પ્રો. રાધાકીશન પણ આપને મળવાના હતા. આ મારેજ કાલે આપે ખુલાસો માગ્યો હતો તે કરવા."

"ઠીક, પણ, પહેલાં કુમાર સાહેબનું સાંભળવું છે."

સર રઘુનાથ ગયો અને કુમાર સાહેબ ઉતાવળે પણ દૃઢ પગલે અંદર આવ્યો. રાજાએ પળવાર તેનું નિરીક્ષણ કર્યું તો તેના મુખ ઉપર ખુમારી હતી. ત્રણ મિનીટ રાહ જોઇ કુમાર સાહેબ બોલ્યા: "રાધાકીશનને બદલે ઠપકો ખાવા માટે હું આવ્યો છું. આપે કહ્યું કે તે વિશ્વાસઘાતી છે: પણ તેમ નથી: મિત્રઘાતી પણ નથી. વાંક બધો મારો છે."

"કઇ બાબતમાં?"

જયવંત લાલ પીળો થઈ ગયો. તેની આંખોમાં ચમકાર હતો.

"આપ બધું જાણો છો, છતાં મારે મોઢે કહેવરાવવું છે? તો હું કહું છું કે ટાપુ ઉપર આપ પ્રોફેસરને મળ્યા અને તમને વિચિત્ર લાગ્યું: તે બધામાં મારો એકલાનોજ વાંક છે."

"જયવંત, મને કાંઈ વિચિત્ર લાગ્યું નથી. ફક્ત એટલું કે વિજ્ઞાનનો અભ્યાસ કરતો પ્રોફેસર એક યુવતીનો અભ્યાસ કરી રહ્યો હતો. યુવતી સુંદર હતી અને ખારવાના ઘરમાં રહેવા લાયક ન હતી, પણ તેની સાથે તમારે શું છે? તમે કાંઇ ભિખારીનો પતિ ન હોય ત્યારે કાંઇ કાવતરામાં તો નથી પડયા ને? હું તો ફક્ત અનુમાન કરૂં છું. મને ખબર નથી. તેનો પાલક પિતા કહેતો હતો કે જમાહરાજ કોઇ કોઇવાર નૌકામાં આવે છે. તેની પુત્રીનું નામ કીર્તિ છે અને તે યોગ્ય છે. વળી તેનો ધણી તમારી નોકરીમાં છે. તમે પણ કીર્તિને જોઈ હશે, કારણ કે વારંવાર તમે ટાપુ ઉપર જાઓ છો. હું કાંઇ તમારા ઉપર તહોમત મૂકતો નથી, પણ પાટવી કુંવરની પ્રતિષ્ઠા હોવીજ જોઇએ; સમજ્યા કુમાર સાહેબ?"

જયવંતે હાથની અદબવાળી દૃઢતાથી કહ્યું. "બરાબર છે.

હું પણ પ્રતિષ્ઠા ને-આબરૂને મુખ્ય ગણું છું. કીર્તિ મારી પોતાની જ ધર્મપત્ની છે!"

રાજા ચમકીને ઉભો થયો. તેનું કદાવર શરીર વધારે કદાવર દેખાયું.

"તમારી પત્ની! જયવંત, તમારી પત્ની! મગજ ઠેકાણે છે કે? તમે ગાદીવારસ પાટવીકુમાર એક મચ્છીમારની પુત્રીના પતિ! શું તમે તેની સાથે લગ્ન કર્યા છે?"

"હા. હું તેને પરણ્યો છું. મારા હૃદયથી, આત્માથી અને વિધિથી મેં લગ્ન કર્યા છે. ફક્ત તેને ખરી સ્થિતિની ખબર નથી. પણ હવે તે મારી છે અને હું તેનો છું; અને તેની ખાતર મારો ગાદી ઉપરનો હક્ક ઉઠાવી લઉં છું. કૃપા કરી મને સ્વતંત્ર જીવન ગાળવા દો."

રાજા પૂતળાંની માફક ઉભો રહ્યો. તેના હોઠ સજ્જડ બીડાયા. તેની આંખો નીચી ઢળી. પોતાના પુર્વજીવનની સ્મૃતિ તાજી થઈ. યુવાવસ્થામાં તેણે પ્રથમ પ્રેમપાત્રને છેહ દીધો હતો. તેને તરછોડી તજી દીધી હતી, તેઓ વેર લેવા આવી હોય તેમ ઉભેલી દેખાઈ. આજે તે જુનો ઇતિહાસ ફરી વાંચતો હોય એમ લાગ્યું. ફેર એટલોજ કે પોતે ડરપોક હતો, જ્યારે તેનો કુંવર હિમ્મતવાન-મર્દ હતો.

તે કુમાર તરફ તાકી રહી, બોલ્યો: "જયવંત, તમારો ખુલાસો અદ્ભુત દુઃખદાયક છે. પ્રજાનો વિશ્વાસ તમારા ઉપર કેમ બેસશે? તમે એક નિર્દોષ બાલિકાને છેતરીને પરણ્યા છો. તમે વિધિપુર્વક લગ્ન કર્યા હશે, પણ કાયદાપૂર્વક નહિ. માટે ફરીથી તમારાં લગ્ન રાજવંશની કોઈ કન્યા સાથે કરવાં પડશે. બસ, એટલીજ શિક્ષા!"

રાજકુમારનો ચહેરો ફીકો છતાં દૃઢ હતો. તે બોલ્યો: "નામદાર, આપ ભૂલી જાઓ છો કે જોરજુલમનો જુનો જમાનો હવે નષ્ટ થયો છે. મારી મરજી વિરૂદ્ધ તમે મને ફરીથી લગ્ન કરવાની ફરજ નથી પાડી શકતા."

"ફરી લગ્ન કરવાનું કોણ કહે છે?"

"તમેજ, મારાં લગ્ન એક સુંદર અને પવિત્ર કન્યા સાથે થયાં છે. તે બિચારી મુગ્ધાએ તેનું યૌવન, પ્રેમ, જીવન, સૌંદર્ય, અને અચળ શ્રદ્ધા મને અર્પણ કર્યા છે. તેમ છતાં તમે મને ફરીવાર લગ્ન કરવાની ફરજ પાડશો તો પ્રજા આગળ મારી વાત મુકીશ અને પ્રજા પણ નહીં માને તો મારે તમારી આજ્ઞાનો અનાદર કરવો પડશે. રાજ્યગાદીની મને લેશ પણ પરવા નથી. સૃષ્ટિપરનાં સઘળાં સામ્રાજ્યો હું એક કીર્તિદેવીની ખાતર જતાં કરવા તૈયાર છું."

રાજાએ સહેજ નરમાશથી કહ્યું: "જયવંત, તમે પ્રેમમાં મસ્ત છો, તમે જેને પત્ની કહો છો તે છોકરી સુંદર—"

"માફ કરજો, તે મારી ધર્મપત્ની છે."

"ભલે તેમ કહો, તમારી ધર્મપત્ની. પણ હું તમને વિચાર કરવાનો સમય આપું છું."

"મેં પુરેપુરો વિચાર કરી રાખ્યો છે."

"બેશક, તમે વિચાર કરી રાખ્યો હોય તો મને વિચારવાનો સમય આપો. જયવંત, થોડો સમય બહારગામ જઇ આવો. એકાદ વર્ષ કાશ્મીર વિગેરે પ્રદેશો જોઇ આવો."

"એક વર્ષ તો જલ્દી પસાર થઇ જશે, પણ તે પછી પ્રાન્ત મારી ધર્મપત્ની છે અને રહેશે."

"હા. પણ, તે યુવરાણી નહીં થઇ શકે."

"હું રાજગાદીનો ત્યાગ કરવા તૈયાર છું."

"પણ તે વાતની પ્રજાને જાણ કરવી પડે."

"હું તો ઇચ્છું છું, કે ભલે એ વાત પ્રજાનાં જાણવામાં આવે. કીર્તિ મારી છે અને હું તેનો છું. કીર્તિ મારા આત્માનો આનંદ છે. મારા જીવનની નાડ તેના હાથમાં છે."

"તમે તેને છેતરી છે અને તે તમને ધિક્કારશે."

"નહિ ધિક્કારે. હું કહીશ કે તેની ખાતર મેં ગાદીનો ત્યાગ કર્યો છે, તો તે મારા ઉપર વારી જશે."

"ના. ના. તે તમને ગાદી છોડવાની ના પાડશે."

"મારી પ્રેમાળ અને આજ્ઞાંકિત પત્ની મારી વિરૂધ કશુંજ નહિ કહે."

"જયવંત, તું જાણે છે કે રાજાને માટે કાયદો જુદો છે?"

"હોય, તો પણ તે મારે માટેજ નથી. હું તો જે કાયદો ગરીબ-ભિખારીને લાગુ પડે છે તેજ કાયદા નીચે રહેવા માગું છું. છતાં તમે દબાણ કરશો તો આ દેશના વતની તરીકે અહીં રહેવાનો નથી."

રાજા ચમક્યો અને બોલ્યો: "ઠીક, જાવ, એક વર્ષની મુસાફરી માટે તૈયારી કરો. તમારી સાથે હું રાધાકીશનને મોકલત. પણ તેની અહીં જરૂર છે. એક વર્ષમાં તો તું સારી પેઠે ઘડાઈ જઈશ. મને આશા છે, કે તું સુધરીને પાછો આવીશ. ભલે, પધારો, કુમાર સાહેબ!"

કુમારના ગયા પછી રાજા વિચારમાં પડયો. મહારાણીને મળીને આ વાત નક્કી કરવી જોઇએ. પોતાના પુર્વ જીવનમાં જે પ્રસંગ બન્યો હતો તેજ પ્રસંગ ફરી ઉપસ્થિત થયો હતો. રાજા ઊંડા વિચારમાં ડુબી ગયો.



# પ્રકરણ ૧૬ મું.

## રાધાકીશનની સલાહ.

રાજાએ બે ત્રણ કલાક પછી રાધાકીશનને બાગમાં મળવાનું કહ્યું હતું. તે બિચારો બાગમાં રાહ જોઈ રહયો હતો. બેઉ બાજુ ઘટાવાળી કુંજોમાંથી પસાર થતાં રાજાએ વાત શરૂ કરી.

"આજથી મે સીધી લીટી-સીધા રાહપર ચાલવાનું નકકી કર્યું છે. બીજા લોકો ભલે આડા અવળા ચાલે, પણ મારે તો સીધા રાહ ઉપરજ ચાલવું છે,"

"જો એમજ હોય તો મનુષ્ય વિજયવંત થાય અને મૃત્યુને પણ જીતી શકે."

"અને કુમાર જયવંતે સીધી રાહ પકડી છે, કે આડી? તમારો શો અભિપ્રાય છે?"

"રાજા સાહેબ, આપ બધું જાણો છો તેથી કહું છું, કે કુમારસાહેબનો રાહ માનભર્યો છે. સમાજ કુમારને એક મુગ્ધાનું હરણ કરવાની રજા આપે છે, પણ પરણવાની રજા નથી આપતો. એટલે તેણે લગ્ન કરવામાં બહાદુરી બતાવી છે મેં એ વાત સાંભળી ત્યારે પ્રથમ માની નહિ અને પછી કુમારસાહેબે મને એક પવિત્ર રહસ્ય તરીકે એ વાત બહાર ન પાડવાની પ્રતિજ્ઞા લેવરાવી. વારવાર વિહારનૌકામાં ટાપુ ઉપર જતાં કીર્તિદેવી તેના નજરે પડયાં અને કુમાર સાહેબના નોકર તરીકે જાહેર થઇ તેમણે કીર્તિદેવીનો પ્રેમ મેળવ્યો. અને પછી ટાપુ ઉપરના માછીમારોના ગોરને બોલાવી તેની સાથે વિધિસર લગ્ન કર્યાં."

"વારૂ. આ લગ્ન તમને કાયદેસર લાગે છે?"

"તદ્દન કાયદેસર છે, તેના પતિના કુળનું નામ છુપાવીને લગ્ન થયાં છે, પણ જ્યારે તે બિચારીને પતિના કુળની ખબર પડશે ત્યારે તે હૈયાફાટ રડશે. તમને ક્યાંથી ઓળખાણ થઇ?"

"આ સ્નેહલગ્નમાં હું તો સુડી વચ્ચે સોપારીની જેમ ફસાઇ ગયો છું. મેં કુંવરને કહ્યું કે આ મત્સ્યગંધા અને રાજાસાહેબના હિત વચ્ચે વિચાર કરવાનો હોય તો હું જરૂર રાજા સાહેબના ભલાનોજ વિચાર કરૂં. ત્યારે કુંવરે કહ્યું કે એ મત્સ્યગંધા નથી. જોનો ખરો, તારે તો તેના નાવિક પતિના મિત્ર તરીકે તેની સભાળ લેવાની છે. અને રાજાને કાને આ વાત જરાએ જવા ન દેતો. મેં તને જોઇ ત્યારથીજ હું જેટલો તમારો છું તેટલોજ તેનો પણ દાસ થઇ ગયો છું."

"ઠીક તો જયવંતની ગેરહાજરીમાં તારે તેને આશ્વાસન આપવા જવું પડશે."

"ગેરહાજરી?"

"હા. હું એને મુસાફરી કરવા મોકલું છું. કુમારની ખરી માહિતી કોઇને આપવાની નથી. કીર્તિદેવીના પતિને પણ એક વર્ષ સુધી જવું પડશે એમ કહેજે. અને પછી ધીરેથી તેના પતિના સ્વર્ગ પ્રયાણની વાત કરી આશ્વાસન આપજે."

રાધાકીશને ધ્રુજતે અવાજે જવાબ આપ્યો: "માફ કરજો, રાજા સાહેબ, મારાથી તે નહીં બને. તમે હમણાંજ સીધા ચાલવાની વાત કરી. દંભ અને જુઠ્ઠાણાંનાં દુઃખ તમે ક્યાં અનુભવ્યાં નથી કે ફરી તે ચાલુ રાખવાનું મને કહો છો?"

"રાધાકીશન, ફિકરાઓ નહિ. જયવંતે જુઠ્ઠાણાંથી શરૂઆત કરી મુશ્કેલી ઊભી કરી છે અને થોડા વખત પણ જુઠ્ઠાણું ચલાવ્યું છે. મેં તેને કહ્યું કે એ લગ્ન ખાનગી રાખી બીજા રાજવંશી લગ્ન કર.

ગાદી વારસ માટે; પણ તે મૂર્ખ કહે, કે હું એની સાથે બીજી સ્ત્રી જોડે લગન કરવા માગતો નથી."

"તેમનું કહેવું બરાબર છે. એની સાથે બે સ્ત્રી કરવી એમાં સાચો પ્રેમ ક્યાં રહ્યો?"

"કુમાર જયવંતના વિચારો બાલિશતા ભર્યા છે, તેથી તેને પરદેશ મોકલું છું; કે જેથી તેના વિચારો પાકટ અને અનુભવી થાય. કીર્તિદેવી સૌંદર્યની પ્રતિમા છે એ હું કબુલ કરું છું, પણ તે સિવાય તેનામાં બીજા શા સદ્‌ગુણો છે તેની મને ખબર નથી. કદાચ તે તરંગી હશે. આ બાબતમાં એક રાજા તરીકે હું સીધો રસ્તો પકડું છું, પિતા તરીકે નહિ—અને આ કાર્યમાં તમારી મદદની જરૂર છે."

"મહારાજા સાહેબ, મને ક્ષમા કરજો, મારી સ્થિતિ કફોડી છે. કુંવરે પવિત્ર રહસ્ય જાળવી રાખવાનું કહ્યું છે. પણ આપને તે માલુમ પડયું છે. હવે આપ બધું કરી શકો એમ છો. આપને એક સીધો રસ્તો બતાવું. કીર્તિદેવીને દરબારમાં બોલાવો, અને સઘળી ખરી હકીકતથી વાકેફ કરો અને શ્રદ્ધાથી પરિણામની રાહ જુઓ."

"તમારું કહેવું ખરું હશે, તમારી સુચના ઉપર હું ધ્યાન આપીશ. મહારાણીની સલાહ પણ આ બાબતમાં જરૂરી છે, અને તેને બધી વાત કહેવી પડશે. દરમ્યાન જયવંતને આપણી વાતચીત કહે તો નહીં, અને જેમ બને તેમ ઓછો પ્રસંગ પાડજે. હવે બીજી કેટલીક વાત કહેવાની છે તે સાંભળ--"

આમ વાતચીત કરતા ઉદ્યાનમાં ફરતા હતા, તેટલામાં સમુદ્ર ઉપરથી એક સફેદ બગલા જેવી કુમારની વિહાર નૌકા દ્વીપ—સુવર્ણ-દ્વીપ તરફ અપાશ્રમ બંધ પ્રયાણ કરતી હતી.

# પ્રકરણ ૧૭ મું.

## એક આબરૂદાર રાજદ્વારી.

જગતમાં અર્ધ-કેળવાયલા મનુષ્યો અગર તદ્દન ઉપરચોટીયા મનુષ્યો સત્તા કેમ મેળવે છે અથવા મોટા હોદ્દાઓ કેમ ભોગવે છે તે કળવું અઘરૂં નથી. કાં તો બાપીકી મિલકત હોય છે. એક સાધારણ સભ્યમાંથી રાજ્યના મુખ્ય મંત્રી થવું એ કાંઈ નાનીસુની વાત નથી.

સર તેમુલશાએ લોખંડના નાના વેપારથી જીંદગીની શરૂઆત કરી હતી; પણ તેનામાં રાક્ષસી મહત્ત્વાકાંક્ષા હતી. શરૂઆતની જીંદગીમાં તેને ઉંચી ગણાતી સોસાયટી તરફથી પુષ્કળ અપમાન સહન કરવું પડયું હતું, ત્યારથીજ તેણે તેના ઉપર કાબુ મેળવવાનાં સ્વપ્નાં પડયાં હતાં. આ ઉંચા અમલદારોને નીચા પાડવા માટે લક્ષ્મી દેવીની ખાસ જરૂર હતી. તે કમાતો ગયો તેમ તેમ રાજદ્વારી ક્ષેત્રમાં પડતો ગયો અને છેવટે આખા રાજ્યમાં પ્રધાનથી બીજા નંબરનો રાજદ્વારી થયો.

તે શરીરે ઉંચો અને પાતળો હતો. તેની આંખો ઝીણી હતી. અત્યારે મુખ્ય પ્રધાન સર બલુભાઈ મોટી ખુરશીમાં ગોઠવાયા કે તેણે બોલવાનું શરૂ કર્યું.

"કેમ, સર, કાંઈ બહુ થાકી ગયા લાગો છો? રાજાએ બહુ વાર ખોટી કર્યા —"

"અરે, ના, ના, ફક્ત વીશ મિનીટમાંજ બધું પતાવી દીધું. તમને ખબર છે, કે આપણે લડાઇ બંધીના કરેલા ઠરાવો રાજેન્દ્ર પોતાના હક્કની રૂએ નામંજુર કરવાના છે?"

"મને ખબર છે, પણ હું એ વાત સાચી માનતો નથી. રાજેંદ્રને હક્ક છે, પણ હિમ્મત ક્યાં છે?"

"આજે ભરસભામાં તે એનો ખુલાસો કરવાના છે."

"તો તે રાજ્ય ગુમાવશે અને આપણને પ્રજાસત્તાક તંત્ર પ્રાપ્ત થશે."

"તમે પ્રજાસત્તાક તંત્રની વાત કરો છો? તમને તો રાજ-ભક્તિની વાત કરવાની ટેવ છે."

"ભલે હોય. હવે તો રાજેંદ્ર આ બધી તમારા સટ્ટાની વાત પણ બહાર પાડવાના છે."

"તમારા કે આપણા?"

બલુભાઇ બોલ્યા, "ત્યારે હવે મારે તો એકજ રસ્તો રહયો; રાજીનામું આપવાનો."

"રાજીનામું? હું હજી તમારી જગ્યા સાચવવા તૈયાર નથી."

"તમે એ કાંઇ બાકી રહી જાઓ એમ નથી!"

"તમને રાજાની બહુ બીક લાગતી લાગે છે. પણ પરિ-સ્થિતિનો વિચાર કરો. આપણા પ્રધાન મંડળે પુષ્કળ સટ્ટો ખેલ્યો છે. અને સટ્ટામાં ઘણું ગુમાવ્યું છે. તે ભરપાઇ કરવા નવા કરો નાંખ્યા, પણ તેથી કાંઇ સ્થિતિ સુધરતી નથી. હજી નવા કરો નાંખવાની જરૂર ઉભી છે. તે કાંઇ આપણે કોઈ દેશ સાથે વિગ્રહ જાહેર કરીએ નહિ ત્યાં સુધી કોઇ આપે નહિ. પ્રજાને વિગ્રહનો શોખ છે અગર શોખ લગાડી શકાય છે. નાની નાની લડાઇ જીતી આપણે ઉત્સવ કરીશું, એટલે લોકો ખુશી થશે. વળી જે દેશને આપણે જીતવા માગીએ છીએ તે બહુ ફળદ્રુપ છે. આપણે બન્ને

એ તેમાં નાણાં રોક્યાં છે, અને જીતીએ તો રાજ્યની અને આપણી તિજોરીઓ ભરાઈ જશે. વર્તમાન પત્રો આપણા હાથમાં છે: તેથી જનસમાજને નચાવીશું, પણ રાજીનામાની વાત ન કરો અને રાજા ઉપરવટ થશે, તોપણ બધું પાર ઉતારીશું "

સર બલુભાઇ બોલ્યા, "જરા ઉભા રહો. તમને ખબર છે, કે એક દુત કાલે ચંદનદાસને મળ્યો છે અને આપણી બધી હકીકત જાણી લીધી છે

"પણ રાજાના હાથમાંથી વીંટી ન ગઇ હોય તો કોઇએ નકલી બનાવી હશે. વળી ચંદનદાસે વાત કહી, તેથી તેજ જવાબદાર છે. આપણે કાંઇ જાણતા નથી. અને મારવાડીને તો મોટો ઈલ્કાબ આપીશું એટલે શાંતિ થશે."

"અને રાજુ દિલ્હી ગયો છે, આજે જવાનું કહેતો હતો."

"બનાવતો લાગે છે. વળી તે રાજેંદ્રની સાથે બહુ પરિચિત લાગતો જણાય છે."

"અરે! રાજેંદ્ર તો આપણી એકે એક વાત જાણે છે. આપણે બંદુક અને તોપ બનાવવાનાં કારખાનામાં શેર લીધા છે તે પણ જાણે છે. લડાઇ કરવામાં આપણા અંગત સ્વાર્થ સિવાય બીજું કાંઇ નથી, એ પણ તે જાણે છે. અને આ બધી વાત તે ધારાસભા આગળ રજુ કરવાના છે. એમ કરવાની ના પાડી, ત્યારે કહે, કે મારે મ.રા રાજ્યમાં મારી સત્તા અને હક્કનો ઉપયોગ કરવો છે."

"મને રાજાના તરંગમાં કાંઈ ભરોસો નથી. વળી મંદિરની જગ્યા માટે શું કરવું?"

"તેની પણ ના પાડી છે. એટલે આપણી આવક પણ બંધ ...છે. રાજેંદ્ર જાણી જોઇને આપણા રસ્તામાં અડચણો ઉભી કરે છે."

"હા. પણ મારે તો મારા કુટુંબનો વિચાર કરવાનો છે મારૂં કુળ ઉંચું છે અને પ્રજા મારા નામ ઉપર ખ્યાનત વર્તાવે તો મારા કુટુંબનું શું થાય?"

"ભાઇ, બધી વાત જવા દો. સોમવારે પ્રધાન મંડળની ખાનગી બેઠક ભરૂં છું આજે શુક્રવાર છે. તે દરમ્યાન બધું ઠીક થઈ જશે. રાજેંદ્ર તો પુતળું છે અને પુતળું રહેશે.

સર બજુભાઇ હસીને ચાલતા થયા. તેમુલશાએ ટેલીફોનની ઘંટડી વગાડી પોલીસના મુખ્ય અમલદાર સગુણસિંહને બોલાવ્યો. તે પા કલાકમાં આવી પહોંચ્યો. તેને રાજુના નામની ચિઠ્ઠી આપીને પુછ્યું: "તમે આ માણસને જાણો છો?"

"મેં નામ સાંભળ્યું છે."

"ઠીક. આ નામનો એક માણસ છે. તેની પાછળ લાગો ને પકડો. તમે ચંદનદાસ પાસે આ ચિઠ્ઠી લઈ જાવ, તે તમને મદદ કરશે. રાજુ પરદેશી દુત છે. આપણી લડાઈની યુક્તિઓ દુશ્મનને જણાવી દેશે, માટે બરાબર ખબર રાખો"

"હું બરાબર ખબર રાખું છું."

"બીજું શહેરને શાંતિમાં રાખો, પણ આતો ખાનગી વાત છે."

"અરે, મને બધી ખબર છે." આમ કહી તે વિદાય થયો, પણ જતાં જતાં તે હસ્યો અને ગણગણ્યો: "મને ઠીક સમજાવે છે. રાજેંદ્રનો મળવાનો વખત થઇ ગયો છે."

રસ્તામાં બીજા નોકરો મળ્યા, તેની સલામ ઝીલતો તે મહારાણીની સ્વારી જોવા ઉભો રહ્યો. પછી તુર્તજ મહેલ તરફ વળ્યો અને ખાનગી ખંડમાં જઇ પહોંચ્યો.



# પ્રકરણ ૧૮ મું.

## રાજવંશી પ્રેમી.

ચંદ્રમાંથી રૂપેરી ચાંદની ટાપુ ઉપરનાં મખમલ જેવાં નવાં પલ્લવો ઉપર શાંતિ વર્ષાવી રહી હતી. સમુદ્રના મધ્ય ભાગમાંથી મોજાંઓની લહરી આવ્યા કરતી હતી અને કિનારા પરના નાના ગોળ પત્થરોમાં ભરાઇ ખડખડ હસતી હોય એમ જણાતી હતી. પ્રેમી આત્મામાં કોઇ દિવસ સ્વર્ગીય ભાવના પ્રકટ થાય છે, દિવ્ય જ્યોત પ્રાપ્ત થાય છે; પરંતુ વિષયી મનુષ્યોને હૃદયનો વિકાસ અને વિચારની ઉત્તમતા વગેરે આકાશ કુસુમવત્ થઇ પડે છે.

પ્રેમ એક દિવ્ય પ્રકાશ છે. તે જગતને સુંદર રંગે રંગી શકે છે અને જીવનને સૌંદર્યથી ભરી નાંખે છે. આજનો ચંદ્રમા આજે ટાપુ ઉપરના એ અનંત, સાચા અને શુદ્ધ હૃદયનાં પ્રેમી ઉપર અમી વર્ષાવી રહ્યો હતો. વસંત ઋતુની પૂર્ણિમાની રાત્રિ હતી. સમુદ્ર કાંઠે આવેલા સુંદર બગીચાની અંદર હાથના આંકડા ભીડીને કીર્તિદેવી અને તેનો નાવિક ભરથાર ભ્રમણ કરી રહ્યાં હતાં.

કીર્તિદેવી સુખી હતી અને સુખથી તે વધારે સુંદર અને તેજસ્વી દેખાતી હતી. તે શુભ્ર સ્વદેશી પરિધાનથી આચ્છાદિત થયેલી હતી. તેના સુંદર કાળા વાળ ખભા ઉપર છુટા વિખરાઈ રહ્યા હતા. તે સમુદ્રની યુવાન દેવી જેવી લાગતી હતી તેનાં તેજસ્વીનયનો તેના પતિની આંખોની કીકીની અંદર કંઇક જોઇ રહ્યાં હતાં. તેને પોતાના સૌંદર્યનું ભાન નહતું. તેનું શરીર અને તેના અવયવો રતિ દેવીના ચિત્રની સાથે સ્પર્ધા કરતા હતા. ટાપુપરનાં મનુષ્યોના રંગથી તેની ચામડીનો સુવર્ણ રંગ જૂદો પડતો હતો

હૃદયનો ખુલાસો થઇ શકે એવી પણ અત્યારે આવી હતી. કુંવરે પોતાના બન્ને હાથ તેની કમાર આસપાસ વીંટાળ્યા આંખો આંખોમાં મેળવી અને પરસ્પરના હોઠનો સ્પર્શ થઈ રહ્યો.”

“મારી મીઠી મધુરી! ધાર કે મેંજ તને છેતરી હોય તો?”

“કેવી રીતે? હું માનતી નથી. કહો કહો.” તે ધીમેથી ધ્રુજતાં ધ્રુજતાં બોલી.

“કીર્તિ દેવી, કીર્તિ—મારી વહાલી, મારી મીઠી મેં તને ખરાબ આશયથી છેતરી નથી. તારા અને મારા ભલા માટે છેતરી છે. પણ હવે એવી છેતરપીંડી ચાલું રાખવાની જરૂર નથી. હું ખરેખર કોણ છું તે તને હવે કહી દઉં!”

“ખરેખર કોણ! એટલે અત્યાર સુધી શું મને છેતરતા હતા? આવું શોભે તમને?”

તેણે દુઃખી સ્વરે કહ્યું. “હું તારો પતિ છું અને તું મારી પત્ની છે; તેમાં કોઇ ફેરફાર કરી શકશે નહિ. પણ હું તું ધારે છે તેમ ગરીબ નાવિક નથી. હું પાટવી કુમારનો નોકર પણ નથી, ખુદ પાટવી કુમાર પંડે તે છું—અરે પણ તું ધ્રુજે છે કેમ? મારી વહાલી, ડર નહિ. હું કોઇનો નોકર નથી. જાતેજ કુમાર છું!”

“તમેજ રાજકુમાર! મારા પતિ! રાજેંદ્રના પુત્ર! અને તમે મારી સાથે લગ્ન કર્યાં! કેટલું નિર્દય!” આમ બોલતાં બોલતાં કીર્તિદેવી આંખ ઉપર હાથ મૂકી ડુસકાં ભરવા લાગી.

રાજકુમારે તેને શાંત કરતાં કહ્યું: “છાની રહે, કીર્તિ, છાની રહે. આમ રૂદન શું કરે છે? તારા રૂદનથી મારૂં હૃદય ભારાક્રાંત થાય છે. જાણતી નથી કે મારૂં જીવન તારી સાથે સંકળાઇ ગયું છે. તારે માટે હું રાજપાટ, વૈભવ બધું છોડવાનો છું. તું ૨ડ

પ્રેમદર્શન થયું ત્યાં આગળ જઇ બેસીએ." એમ કહી તેને દોરી લઇ ગઇ અને સ્ફટિકની શિલા ઉપર બન્ને જઇ બેઠાં.

ચંદ્રમાં પુર્ણ કળામાં ખીલી રહયો હતો. આ દંપતી ઝાડીમાં ચાલ્યાં અને ત્યાંથી સમુદ્ર કાંઠે પહોંચ્યાં. ત્યાંથી દુર તેની નૌકા દેખાતી હતી. રાજવંશમાં ભાગ્યેજ બને છે તેમ પાટવી કુમાર સાચો પ્રેમ–આનંદ ભોગવી રહ્યો હતો.

રામચંદ્ર રાંગણેકર નિત્ય કર્મથી પરવારી ઘેર આવ્યો અને ઘરસુનું જોઇ હસ્યો. "યુવાની દિવાની છે, પણ તે સુખ ઝાઝીવાર ટકતું નથી. પણ, પ્રભુ! મારી કીર્તિનું સુખ અખંડ રાખો."

તે વિચારમાં પડયો. વિચારમાંથી સ્વપ્નમાં સરી ગયો લોકોનું ટોળું 'ખૂન - ખૂન - રાજાનું ખૂન' એમ બૂમ પાડતું દેખાયું. પોતાના હાથ જોયા તો લાલ લોહીથી ખરડાયેલા લાગ્યા. આકાશ સામે જોયું, તો તે લોહી જેવા લાલ ચોળ રંગનું દેખાયું. રાજાનું ખુન અને તે તેનાજ હાથે – પણ તે જોરથી બોલી ઉઠયો. "ફક્ત એકનેજ માટે–" તેનો અવાજ ટોળાંએ સાંભળવા દીધો નહિ. પાછળથી તેની પાલક પુત્રી કીર્તિ નજરે પડી. કીર્તિ રાણીનાં વસ્ત્રો પહેરેલી દેખાઇ: પણ તે તો તેનું શબ હતું. રાજવંશી સોનેરી શૈય્યામાં તે અચેત પડી હતી. સુંદર વસ્ત્રો સ્મશાનયાત્રા માટે પહેરાવેલાં હતાં. કીર્તિ દેવીનાં જયનાદ થતો હતો. તે પાસે જઇ તેને અડકવા ગયો. સંગીનવાળા લશ્કરી સિપાઇઓએ તેને ધક્કો મારી કહ્યું: "તું ખુની છે. તેંજ મારી નાંખી છે. અહીં શું કરે છે?"

તેનાથી બૂમ પડાઇ ગઇ: "નહિ, મારા બાળકને હું ન મારૂં!

# પ્રકરણ ૧૯ મું.

## રાજયના સત્ર વિષે.

જૂના પુરાણા ખડીએરોમાં, કંઈક ઓછી વસ્તીવાળા વિભાગમાં લોકસભાનો કાઉંસીલ હોલ આવેલો હતો. પાસે જકાત તથા દારૂ, ગાંજો, ભાંગ, અફીણના ઈજારા આપનારની તથા જકાત ઉઘરાવનારની ઓફીસો હતી. એક વિભાગમાં મોટા ગોડાઉનોમાં પરદેશથી તેમજ આજુબાજુથી આવેલો માલ ભર્યો હતો. પરદેશી માલની આયાત થોડા સમયથી કાંઈક ઓછી થઇ હતી. કારણ એ હતું કે સરોજ દેશપાંડે અને તેના ક્રાન્તિકારક મંડળીના પ્રયાસો કંઈક અંશે સફળ થયા હતા. પરદેશી પેઢીઓને આથી જબરો ધક્કો લાગ્યો હતો. આથી કેટલીક પેઢીઓ વિદેશી માલનો વેપાર છોડી સ્વદેશી માલનો વેપાર શરૂ કરી દીધો હતો.

મદ્યપાનનિષેધની ચળવળમાં પણ આ ક્રાંતિકારક મંડળે આગેવાની ભર્યો ભાગ લીધો હતો અને સરોજ દેશપાંડેનાં રોજનાં વ્યાખ્યાનો થતાં ત્યારે જનસમાજ કીડીની માફક ઉભરાતું હતું.

લીલાદેવી વિષે હજારો વાતો ચાલતી. કોઈ કહેતું કે તે કોઈ મહારાજાની પુત્રી છે અને રસ્તામાં રઝળતી મુકવામાં આવેલી છે. સરોજે તેને પાળી પોષીને મોટી કરી હતી અને તેની માનું વેર લેવાને રાજાઓ સામે બંડ ઉઠાવવા તે ઉભી થઇ હતી. તે ગરીબ દેખાતી અને ગરીબ ઝુંપડાંમાં રહેતી. જાહેરમાં આવવાની તેને અભિલાષા નહોતી. બીજા કશા મંડળમાં કે પ્રવૃત્તિમાં તે પડતી નહિ અને 'લીલા' સિવાય તેનું બીજું નામ લોકો જાણતા નહોતાં. તેના ઉદ્દેશો અજાણ્યા હતા અને તે કોણ હતી તેની વિશેષ માહિતી ' હોવાથી તેને બહુ 'ભેદી' માનવામાં આવતી.

તેનામાં સૌંદર્ય બહુ પ્રમાણમાં ન હતું, પણ લાવણ્ય તેનાં અંગેઅંગમાં ભર્યું હતું. વળી તેનામાં એક એવું દિવ્ય આકર્ષણ હતું કે તેથી ઉંચા વર્ગના લોકો પણ તેના તરફ ખેંચાતા.

લીલાને આ બધી વાતોનું ભાન ન હતું તેનાં દુઃખો ગુપ્ત હતાં. તેનો દુઃખી ઇતિહાસ તેના હૃદયકપાટમાંજ ભરાઈ રહ્યો હતો. આ સર્વ દુઃખો ઉપર વિજય મેળવી અજબ શાંતિ રાખવાની તેને ટેવ પડી ગઇ હતી. તેનો સ્વભાવ ઉદાર હતો, તેનું મન સમુદ્રની જેમ અગાધ હતું. સ્ત્રીજાતિના તુચ્છ દોષો તેને સ્પર્શી શકતા નહિ સ્વમાન, સત્ય અને નિડરતા એ સદગુણો ઉપર તેનું ચારિત્ર ઘડાયું હતું. ક્ષુલ્લકતા, ઉપરનો ડોળ, અદેખાઇ વિગેરે દુર્ગુણો તેની શાંતિનો પ્રવાહ ડોળી શકતાં નહિ.

તેનામાં એક શહીદને શોભા આપે એવી સ્વાર્પણશક્તિ હતી. પોતાના સુખ માટે તેને દરકાર ન હતી. માંદા, નબળાં, નિરાશામાં ડુબી ગએલાં, અનાથ અને અપંગ ઉપર તેને એટલી બધી અનુકંપા હતી, કે લોકો તેને દેવી તરીકે ગણતા હતા. ખુની તેના નામથી ખુન કરવાનું છોડી દેતો, ચોર તેના પવિત્ર નામથી ચોરી કરવાનું માંડી વાળતો. હજારો મનુષ્યો તેની નૈતિક સત્તા નીચે હતાં. અને ખરેખર લોકોના હૃદયની તે તાજવગરની મહારાણી હતી.

આજે લીલાદેવી 'રાજ્યના સડા વિષે વ્યાખ્યાન આપવાની હતી. તે કારણથી જનસમાજની પુષ્કળ મેદની જામી હતી. પોલીસ સાદા-છૂપા વેશમાં લોકોમાં ભળી જઇ બેઠા હતા. સર્વત્ર શાંતિ હતી. સરોજ દેશપાંડેના ક્રાન્તિકારક મંડળના બધા સભ્યો હાજર હતા. નાસીર અહમદ તેના વિચિત્ર પહેરવેશથી ઓળખાઇ આવતો હતો. તેના લાંબા વાળ વિખરાયેલા હતા.

સરોજ દેશપાંડે આવી ટોળાની અંદર છેક છેવટના ભાગમાં બેસી ગયો હતો. તે માથું નીચું રાખી વિચાર કરતો બેઠો હતો, ત્યાં તો રાજુ પણ એક ખુણે ભરાઇ બેઠેલો નજરે પડયો. તેની સાથે, પડખેજ કીશના અને રઘુ પણ બેઠા હતા. તેને જોઇને સરોજને સંતોષ થયો. કારણ કે તેઓ તદ્દન નવાજ સભ્યો હતા.

પોલીસનો ઉપરી અધિકારી સગુણસિંહ પણ ત્યાં હાજર હતો. તે પણ રાજુની બાજુમાંજ બેઠો હતો.

સભાસ્થાન ચિક્કાર ભરાઇ ગયુ હતું. ઉભા રહેવાની પણ જગ્યા નહોતી. લોકો ભાવપૂર્વક વ્યાખ્યાન સાંભળવા આવ્યા હતા. સ્ત્રીઓની સંખ્યા પ્રમાણમાં થોડી હતી.

રાજુ અને તેના મિત્રો વાત કરતા હતા, એટલામાં રાજુએ મૂંગા રહેવાની નિશાની કરી અને બીજીજ પળે લાકડાંની વ્યાસપીઠ ઉપર લીલાદેવી વીજળીની માફક ઝબકીને ઉભી રહી.

તેનું સ્વરૂપ જોઇ રાજુ ચમકયો. સફેદ ચોળી અને કેસરી રંગની સાડીમાં તે અસામાન્ય પ્રતિભાશાળી દેખાતી હતી. તેને જોઇને તેના હ્રદયના તાર ઝણઝણી ઉઠયા.

લીલાદેવીનાં પોપચાં જરા ઉંચાં થયાં અને રાજુ તરફ તેની દૃષ્ટિ ઢળી; જાણે કે તારામૈત્રક રચાયું. રાજુના હ્રદયમાં અવનવા ભાવો નાચવા લાગ્યા, તે ભાન ભૂલવા લાગ્યો. એટલામાં વસંત ઋતુમાં વાગતી મોરલીની માફક લીલાદેવીના શબ્દો તેના કર્ણમાં અથડાયા. તેનો અવાજ મધુરો હતો, શબ્દો સ્પષ્ટ હતા. ટેબલ ઉપર તેનો ગોળ ભરાઉ હાથ ટેકવીને તે બોલતી હતી. જેમ જેમ ભાષણ આગળ ચાલ્યું તેમ તેમ લોકો મુગ્ધ થવા લાગ્યા. તેની સાદી ભાષાએ બહુ અસર કરી. રાજ્યના સડાનું તે એક પછી એક દર્શન

# પ્રકરણ ૨૦ મું.

## રાજાઓનો તિરસ્કાર.

રાષ્ટ્રગીતનો અવાજ જે ગૃહમાંથી આવતો હતો તે ગૃહનો દેખાવ અવ્યવસ્થિત હતો. મધ્યમાં લીલાદેવી વિરાજમાન હતી. તેના ગળામાં ગુલાબનાં પુષ્પોનો સુંદર હાર હતો, તેની મીઠી સુવાસ આખા મંડપમાં પ્રસરી રહી હતી. તેની પાસે પાર્વતીદેવી નામની એક કન્યા તેની ગોદમાં ભરાઇ બેઠી હતી.

રાજુ અને તેના મિત્રો અંદર દાખલ થયા, એટલે લીલાદેવીના મુખે જરા ગુલાબી રંગ ધારણ કર્યો. બીજાઓએ તાળીઓનો હર્ષનાદ કર્યો. લીલાદેવી બોલી: "તમે કાર્યની શરૂઆત સારી કરો છો. તમે આજે આવશો એવું કોઇએ ધાર્યું ન હોતું.

"શ્રીમતી, મેં તમારૂં વ્યાખ્યાન સાંભળ્યું ન હતું. તેથી તે સાંભળવા આવ્યો, અને હવે—" બોલતાં બોલતાં તેનો અવાજ થરથરવા લાગ્યો. તે અટકી ગયો અને તેની સામે અજાયબીથી જોઇ રહ્યો.

લીલાદેવીનું હૃદય આ વખતે અજાયબીથી ધબકી રહ્યું હતું. લીલાદેવીને પોતાને પણ આ સ્થિતિ કાંઇક વિચિત્ર પ્રકારની લાગી. આજે તે આ મનુષ્યને જોઇ હૃદયમાં કદિ નહિ અનુભવેલા ભાવો અનુભવવા લાગી. તેને પોતાની જાત-નબળાઇ ઉપર તિરસ્કાર આવ્યો; પણ રાજુને બોલતાં અટકી ગએલો જોઇ તે ધીમેથી બોલી ;"હવે શું ?"

"હવે હું આપને વધારે ઓળખવાનો પ્રયત્ન કરીશ મારા ભાગ્યમાં હશે તો."

આકાશ તૂટી પડવું જોઇએ. સાંભળો, સરોજ, રાજેંદ્રની મશ્કરી કરનારી કેટલીક કવિતા લખી એક પુસ્તક ભેટ મોકલ્યું."

"રાજેંદ્રને ભેટ," બધાએ બૂમ પાડી. "શરમ છે! તે મંડળનો કાયદો તોડયો."

કવિએ ખડખડાટ હસીને કહ્યું: "સાંભળો તો ખરાં પુરેપુરૂં. પહેલાં જવાબ મળ્યો કે પુસ્તક મળ્યું છે; પછી આજે બપોરે એક કાગળ આવ્યો કે ૧૫૦૦ રૂ. નું વર્ષાસન મોકલ્યું છે."

"તમે તે કબૂલ કર્યું?"

"મેં તો ચોકખી ના લખી દીધી."

"શાબાશ! શાબાશ!" બધા બોલી ઉઠયા.

લીલાદેવી બોલ્યાં: "રાજાને તમે જે ના લખી તે વધારે કરૂણાજનક કથા છે. તમારી સ્થિતિ બહુ ગરીબ છે; છતાં ગરીબાઇ-માંજ આત્મત્યાગ વધારે જોવામાં આવે છે."

રાજુ હસ્યો અને બોલ્યો: "રાજાની મદદ ન સ્વીકારી તું ભૂખે મરવા માગે છે?"

કવિએ જવાબ આપ્યો: "દરેક દેશના સાહિત્યકારોનો ઇતિ-હાસ વાંચી જુઓ. ઇંગ્લંડની એલીઝાબેથે શેકસપીઅર માટે શું કર્યું? રાજાઓ અને રાણીઓ સાહિત્યકારોની કલમથી થરથર ધ્રુજે છે, માટે તેમની અવગણના કરે છે. એક સરદારના હુકમથી અને ચાલાકીથી લાખોનો સંહાર થાય છે–તેને રાજા ઉમરાવપદ બક્ષે છે. એક સટોડીઓ જે રાજ્યની મિલકત ખરીદી લઈ શેરો કાઢે છે તેને રાજ્ય બાંધનારનો ઈલ્કાબ મળે છે. પણ હું કવિ તો કલ્પનામાં તેના સિંહાસન ઉપર ચડી એક કવિતાથી તેનો મુકુટ જમીન દોસ્ત કરી દઉં તેને ફક્ત ૧૫૦૦ રૂ. વર્ષાસન આપે છે—મૂર્ખ રાજા!"

રાજુ હસ્યો અને બોલ્યો: "સરોજ, તમારો શો મત છે?"

"મારો એવો મત છે, કે કવિએ બહાદુરી બતાવી છે અને મંડળના નિયમોનું પાલન કર્યું છે. અત્યાર સુધી રાજાઓએ સાહિત્યની અવગણના કરી છે. આજે હજારો કલમો રાજાઓની કબરો ખોદી રહી છે. વાંક કોનો? વાંક રાજાઓનોજ છે. સાહિત્યકારને રાજા તરછોડે છે, તેનો તેને બદલો મળે છે.

રાજુએ કહ્યું, "રાજાની દાનત આમાં તો સારી લાગે છે."

"પણ તે તો રસોઇયાના પગાર કરતાં પણ આ સાહિત્યકારને બહુજ ઓછું આપે છે."

રાજુના ગાલ ઉપર લોહી ચઢતું સરોજે જોયું, અને તેનો ભેદ શોધવા પ્રયત્ન કર્યો, પણ રાજુના સુંદર મુખમાં બીજો કશો ફેરફાર દેખાયો નહીં.

પછી બીજી વાતો નીકળી. વિપિન બેનરજી કરીને એક નવો ગવૈયો, જે આજ સુધી રાજા મહારાજાઓ પાસે નાટક કરી, ગાયનો ગાઇ પેટ ભરતો હતો, તેણે પોતાનો વૃત્તાન્ત કહેવા માંડ્યો. રાજાઓ ઉપર તેને કેવો અણગમો હતો તે કહેતાં રાજુએ કહ્યું:

"સરોજ, રાજા અપ્રિય થવાનુ કારણ શું?"

"તેની નબળાઈ, મોજ શોખની વાંછના અને હદબહારનો પ્રમાદ; એ ખાસ કારણ છે."

કવિ બોલ્યો: "રાજુ, આજે તમારો ચહેરો રાજાને બહુ મળતો આવે છે."

"હશે, પણ તેથી કાંઈ હું રાજાને ઓછો ધિક્કારું છું એમ નથી. પણ મને સોંપેલા કાર્ય વિષે કેમ કશું પુછતા નથી?"

"આ કાંઈ નિયમિત સભા નથી તેથી. પણ કહેવું હોય તો કંઇ વાંધો નથી."

"મેં એટલી બધી પ્રગતિ કરી છે, કે રાજુ નામના માણસને પકડવાનું સર તેમુલશાએ વોરંટ કાઢયું છે."

લીલાદેવી બોલી ઉઠી: 'ખરેખર, ત્યારે તો તમે જોખમમાં છો!"

રાજુની આંખો તેનો ગભરાટ જોઇ ચમકી અને તે બોલ્યો, "મારે મારા સરદારનો હુકમ માનવો જોઇએ."

લીલાદેવીનો સઘળાએ આભાર માન્યા બાદ રાજુ બોલ્યો: "લીલાદેવી જેટલી દૃઢ અને મજબુત છે તેટલીજ દયાવાન થાય એવી પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું."

આ વખતે લીલાદેવીએ તેની કાળી આંખો ઉંચી કરી રાજુની સામે જોયું અને હસીને બધાનો ઉપકાર માન્યો. પછી વિપિનને ગાવાનું કહ્યું. સંગીતની હલક મીઠી હતી. તેમાં ભાવોનું નિરુપણ સારી રીતે થયું. સ્વરનો આરોહ-અવરોહ મુગ્ધકર હતો. એ પ્રાર્થનાનું સંગીત હતું. સ્વરમાં આર્તિ હતી.

વિપિન વગાડતો બંધ થયો, એટલે બધાએ તાળીઓ પાડી; પણ કવિ વચમાં બોલ્યા: "આપણે નવું ગાયન સાંભળીએ અથવા પાર્વતીદેવીનું નૃત્ય જોઇએ, તે પહેલાં આચાર્યની પસંદગી માટે પ્રાર્થના કરવી જોઇએ."

બધા ખડખડ હસી પડયા. તેના ઉપર ખુબ વ્યંગપૂર્ણ વિવેચન ચાલ્યું. પછી લીલાદેવીએ કવિને બેભાન થતા જોયા ને પાર્વતી દેવી તેને ભાનમાં લાવવાનો યત્ન કરતી હતી.

વિપિન વાજીંત્ર વગાડી રહ્યો હતો અને પાર્વતી દેવીનું અદ્ભુત નૃત્ય ચાલતું હતું સાથે કવિવરનું અદ્ભુત ગાયન પણ હતુ.

ગાયન અને નૃત્ય પુરાં થતાં રાજુએ પોતાના હાથમાંથી વીંટી કાઢી પાર્વતીદેવીની આંગળીએ પહેરાવવા માંડી. લીલાદેવીએ તે કાઢી લઈ કહ્યું: "આ વીંટી બિચારીને વેચવી પડશે, તેથી તમારી વીંટી કાંઈ તેની પાસે રહેશે નહીં. તેને તો રોકડા રૂપૈયા બહુ કિમ્મતી થઇ પડશે."

પાર્વતીદેવી બોલી: "ફક્ત મારી ઈચ્છા તો રાજ્યાશ્રયવાળી નાટ્યશાળામાં એક દિવસ રંગભૂમિના તખ્તા ઉપર આવવાની છે, અને રાજેંદ્ર આગળ નૃત્ય કરવાની છે."

રાજુએ વચન આપ્યુ. "તેવી ગોઠવણ જરૂર કરાવી આપીશ. તે પછીજ વીંટી ભેટ કરીશ."

બધાં જવા ઉઠયાં. સરોજે પુછ્યું: "લીલાદેવીને ઘર સુધી કોણ પહોંચાડશે?"

રાજુએ કહ્યું: "મને એ માન મળે તો કેવું સારૂં!"

લીલાએ કહ્યું: "ઠીક, તમારી સાથે હું ઘેર જઇશ."

સરોજે વિદાય લીધી અને રાજુએ તેના મિત્રોને વિદાય કર્યા. તેઓ નારાજ થઈ તેને એકલો મુકીને ચાલ્યા.

રાજુ આજે હવામાં અધ્ધર ચાલતો હોય તેમ લીલાદેવીની સાથે ચાલવા માંડયો. તેનું હૃદય જોરથી ધબકતું હતું. વચમાં વચમાં લીલાદેવીનો મૃદુસ્વર તેના કાન ઉપર પડતો ત્યારે તેના હૃદયના કોઇ ગુપ્ત તાર ઝણઝણી ઉઠતા હતા. આમ શા કારણે થતું હતુ તે તે પારખી શકયો નહીં.

---

નારનો હું ટોટો પીસી નાંખીશ. સારૂં થયું મને કીર્તિએજ ખબર આપી, નહિ તો જયવંતને પીસી નાંખત."

"વાહરે વાહ! શું કીર્તિદેવીને તમેજ દુઃખી કરત? પણ તમને ક્યારે ખબર પડી?"

"થોડા સમય પહેલાંજ, બન્ને ફરીને આવ્યા પછી કુમાર ગયા, તે પછી કીર્તિદેવીએ વાત કરી. મારો મિજાજ ગયો. મેં ગાળો દીધી. શાપ આપ્યો. બધુંજ કીર્તિ સાંભળી રહી. પણ જ્યારે જયવંતને હું શાપ આપવા જતો હતો, ત્યારે તેણે તુર્તજ મને અટકાવ્યો. મને લાગ્યું કે કીર્તિદેવી મારી નહોતી. તે પારકું ધન થઈ ગઇ હતી. પણ યાદ રાખજો કે તેને જરાયે જરાયે દુઃખ પડયું તો—" બોલતાં બોલતાં તે આવેશમાં આવી ટટ્ટાર થઇ ગયો. "મારામાં એટલી શકિત છે, કે તમારા રાજ્યનો એકેએક પાયો ઉખેડી નાંખીશ, અને કુમાર જયવંતને તો—"

"ખામોશ, ભાઇ, હજી એક રાજાને મારીને તૃપ્તિ નથી થઈ કે બીજાને મારવા તૈયાર થાય છે? એ કંઇ વેર લીધું ન કહેવાય, એ તો કસાઇનું કામ છે. વારૂ, કીર્તિ દેવી ક્યાં છે?"

"એ રહી, અંદર બેસીને સરોજ દેશપાંડેનાં પુસ્તકો વાંચે છે"

"કોનાં! સરોજનાં? હા. હા. ઠીક. પેલા મજુરપક્ષના સિંહના? શેરીઓમાં ફરતા સિંહના?"

કીર્તિદેવી બહાર આવી તેને જોઇને પ્રોફેસરે પુછ્યું. "કહો, કીર્તિદેવી, છો તો મજામાં ને?"

"બહુ મજામાં, તમે ક્યારે આવ્યા? જયવંતનો શો સંદેશો લાવ્યા?"

રાંગણેકર બોલ્યો: "જોયું, તે મારી નથી રહી."

"યુવરાણી, આજે તમને રાજ-દરબારનાં આમંત્રણ છે. પ્રોફેસર સાહેબ તેડવા આવ્યા છે."

"મહારાજાનો હુકમ મને માન્ય છે પણ મને દરબારની રીત-ભાત નથી આવડતી. મને શીખવાડશો? રાજેંદ્ર શામાટે બોલાવે છે તે હું જાણી ગઇ છું. કહેશે કે કુમાર જયવંત પાટવીકુંવર છે, માટે તમારાથી નહીં પરણાય. પણ મારો જવાબ તૈયાર છે. તમે સાંભળજો ત્યાં. ચલો, ત્યારે કપડાં પહેરી આવું." એમ કહી તે કૂદતી કૂદતી ચાલી ગઇ.

પ્રોફેસર અને રાંગણેકર એકલા પડ્યા પ્રોફેસરે તેને આશ્વાસન આપવા માંડ્યું અને મનનું સમાધાન કર્યું. એટલામાં કીર્તિ દેવી સાદાં સ્વચ્છ વસ્ત્રોમાં દેવી સમાન દીપતી આવી પહોંચી. આજે તે બહુજ સુંદર દેખાતી હતી. તે બોલી: "મારી પાસે કાંઇ રેશમી કે રાજવંશમાં હોય તેવાં કપડાં નથી."

રાધાકીશન બોલ્યો: "તેની શી જરૂર છે? તમારૂં લાવણ્યજ અદ્‌ભુત છે. રામ રામ, રાંગણેકર, અમે ચંદ્રોદય પહેલાં આવી જઇશું."

કીર્તિદેવી રામચંદ્રને પગે પડી બોલી: "પિતાજી, આશીષ આપો. વાણીથી નહીં, પણ હૃદયથી." આમ કહી ગળે વળગીને વિદાય લીધી. જ્યાં સુધી નૌકા દેખાઇ ત્યાં સુધી રાંગણેકરે જોયા કર્યું અને हि कन्या परकीय एव એ કવિ કાલીદાસનો શ્લોક ગણગણ્યા કીધો.



# પ્રકરણ ૨૨ મું.

## નવ યૌવના.

બપોરે રાજ્ય મહેલમાં બહુજ છૂપી ગડબડ થઇ રહી હતી. દરબારીઓ છાની રીતે વાત કરતા હતા કે આજે મહારાણીજીના સ્વરૂપને આંજી નાખે એવી નવયૌવના સુંદરી પ્રો. રાધાકીશન લઈ આવ્યા છે. તે કોણ હતી? એવા પ્રશ્નો એક બીજાને પુછી હજારો અટકળ કરવા લાગ્યા. પણ કોઇની તેને પુછવાની હિમ્મત ચાલી નહિ. તેને પરબારી મહારાણીના ભવ્ય ઓરડાની અંદર બેસાડવામાં આવી અને બધા પહેરેગીરોને સખ્ત હુકમ મળ્યો કે કોઇને અંદર જવા દેવા નહિ.

જેને વિષે વાતો ચાલતી હતી તે નવયૌવના સુંદરી મહારાણીના પ્રાસાદમાં બિલકુલ દરકાર વગર બેઠી હતી. તે જરાએ ચિંતાતુર કે વિચાર મગ્ન ન હોતી. રાજવંશી ભભકો તે કલાકારની દૃષ્ટિએ નીરખી રહી હતી.

એક મોટો અરીસો રૂપાની ફ્રેમમાં મઢેલો હતો, તેમાં પોતાનું પ્રતિબિંબ નીરખવા લાગી. તેને પોતાના સૌંદર્યમાં કાંઇ ખામી લાગી નહીં. તે પોતાના પ્રેમીનાજ વિચારમાં હતી. સમુદ્રની સહેલથી તેનુ મન પ્રફુલ્લિત થયું હતું. તે મનમાં વિચાર કરવા લાગી: "પ્રભુની નજરમાં સર્વ પ્રાણીઓ સમાન છે રાજા છેક જન્મથી નિરાધાર સ્થિતિમાં રહે છે. તેને કપડાં પહેરાવનાર, જમાડનાર એમ દરેક કામમાં મદદ કરનાર જોઇએ છીએ. તેનું ભોજન પણ પહેલાં કોઇ ચાખી જુએ છે."

એટલામાં તો રાધાકીશને બારણું ઉઘાડ્યું અને કહ્યું: "પધારો, યુવરાજ્ઞી, પ્રભુ તમને મદદ કરે."

તે ઉભી થઇને બોલી : "ગભરાઓ નહીં તમે આવો છોને ?"

"હા. હું પછવાડેથી આવું છું." રાધાકીશન તેના મગરૂર શરીર અને ચાલ તરફ ચિંતાતુર વદને જોઇ રહ્યો.

દિવાનખાનું વિશાળ અને ભવ્ય હતું. સુવર્ણરંગી છત, રંગેલી દીવાલો, મોટા આયનાઓ, ચિત્રો તથા રેશમી પડદાઓ અને જરીથી ભરેલા મુલાયમ ગાલીચાઓથી તેની આંખ ચમકી નહીં. સેંકડો પુષ્પોની ઉત્કટ ગંધથી કીર્તિદેવીને જરા પણ ગુગળામણ થઇ નહીં. માત્ર સામે બે પુતળાં જેવી વ્યકિતઓ જોઈ એ અજાયબી પામી.

રાજેંદ્ર લશ્કરી પોષાકમાં મહારાણી પાસે ઉભો હતો. મહારાણી રત્નજડિત મખમલની ખુરશીપર બેઠાં હતાં. તેનું શરીર જાણે હાથી દાંતમાંથી કોતરી કાઢ્યું હોય એમ તે બેઠી હતી. કીર્તિદેવી તેની પાસે આવી અટકી. તેનું કદાવર શરીર, મગરૂબ બદન, અને સુંદર લાવણ્ય અનુપમ હતાં. તેણે કોઇને વંદન કર્યા નહિ, પણ સીધી રાજેંદ્ર પાસે જઇ બોલી: "તમે મને બોલાવી, તેથી હું આવી છુ. બોલો, શું કામ છે?"

રાજેંદ્ર ડર્યો. તે સાક્ષાત્ નિર્દોષતાની મૂર્તિ સમી હતી. પણ તેને તો નાટક ભજવવાનું હતું, તેથી જવાબ ન આપ્યો, પણ કડકાઇથી રાધાકીશન તરફ ફર્યો ને બોલ્યો: "છોકરીને કહો કે મહારાણીને વંદન કરે."

રાધાકીશન તેની પાસે જઈ કાનમાં કહી આવ્યો. કીર્તિએ તુર્તજ માન્યું અને જઇને વંદન કરતાં બોલી; "હું તમને મહારાણી તરીકે વંદન નથી કરતી, મારાં પૂજ્ય સાસુજી તરીકે વંદન કરું છું."

મહારાણીએ આશીષ આપ્યા. કીર્તિએ પુછ્યું: "આમજ તમારે રોજ ખુબજ શણગાર સજીને મુંગા બેસવું પડે છે?" પછી રાજેંદ્ર તરફ ફરીને બોલી: "તમે મને મળ્યા છો, મારી સાથે વાત પણ કરી છે, તો અત્યારે ન ઓળખવાનો ઢોંગ શામાટે કરો છો? કે દરબારી રીતભાતજ એવી હોય છે?"

રાજેંદ્રે જરા હસીને મહારાણીને કહ્યું; "આ છોકરીને રીતભાત આવડતી નથી. બિચારી, સાદી કેળવણી વગરની છે. માટે તમે તેની સાથે પહેલાં વાતચીત કરો."

"ના. જી, આપજ શરૂઆત કરો અને તેના જવાબ સાંભળી પછી હું બોલીશ."

રાજેંદ્રે રૂવાબથી શરૂ કર્યું: "કીર્તિ રાંગણેકર, અમે તને મહેરબાનીની રાહે એટલાજ માટે બોલાવી છે કે અમારા પાટવી કુંવરે તને કંઇ પણ નુકસાન કર્યું, હોય તો તે બદલો આપવા માટે અમારા સાંભળવામાં આવ્યુ છે કે તમો બંને વચ્ચે પ્રીતિ થઇ છે. અને અમારા પાટવી કુંવરે છુપાવેશમાં તમારી પ્રીતિ મેળવી છે અને લગ્ન પણ કર્યું છે. તું છેતરાઈ જાય એ તદન સંભવિત છે. કારણ કે તું હજી નાહાન છે. પણ એટલું તો જરૂર જાણતી હઇશ કે પાટવી કુંવર રાજકુટુંબ સિવાય બીજે લગ્ન કરી શકે નહીં. માટે તેનો બદલો જોઇતો હોય તો ખુશીથી કહે. કારણ-કે તમારાં આ લગ્ન રદ ગણાશે. તું તેની પત્ની કોઇ પણ કાળે નહીં થઇ શકે.!"

"નહીં થઇ શકું?"

"હા. એમજ. તારે કાંઇ કહેવાનું છે?"

"હું શું કહું? તમે મહારાજા છો, તમેજ બોલો."

મહારાણી બોલ્યાં: "જી, આપનાં વચનોનો અર્થ બિચારી સમજી શકી નથી."

કીર્તિ બોલી: "માફ કરજો, મહારાણી સાહેબ, હું બરાબર સમજું છું. ઇશ્વરની સાક્ષીએ અને ધર્મ વિધિથી હું આપની પુત્ર-વધુ છું. પણ મનુષ્યના કાયદાથી હું કાંઇ નથી. અને હું તો ઇશ્વરના કાયદાજ માનું છું."

થોડીવાર શાંતિ ફેલાઇ રહી. પછી રાજેન્દ્ર બોલ્યો: "તેને તેની અવસ્થાનું ભાન છે?"

રાધાકીશન કહે: "તે બરાબર સમજે છે."

ત્યાં તો રાણીએ વચમાં કહ્યું: "છોકરી, અહીં આવ, મારાથી ડર નહીં."

કીર્તિ હસીને બોલી: "હું તો કોઇથી બીતી નથી."

"બીતી નથી, તો શરમાતી પણ નહીં હોય, અને તેથીજ તું તને થએલું નુકસાન સમજતી નથી. રાજાઓ, કુમારો ગમે ત્યાં પ્રેમ કરી શકે છે, પણ ત્યાંજ લગ્ન કરવાને બંધાએલા નથી. તું મારા પુત્રનું પ્રથમ પ્રેમનું સ્થાન છો, પણ ન ધારતી કે છેવટનું સ્થાન છો."

કીર્તિ ચોંકી પડી ગઇ અને બોલી; "તેનાં માતુશ્રી થઇને તમે આમ બોલો છો? ગરીબ રાણી—ગરીબ માતા તમારી મને દયા આવે છે."

રાજેંદ્ર તરફ ફરીને તે બોલી: "બોલો, મને શું કામ બોલાવી છે? મારી પાસેથી શું જોઇએ છીએ?"

રાજેંદ્ર બોલ્યો; "છોકરી, તારી પાસેથી કાંઇ જોઇતું નથી. ફક્ત પાટવીકુંવરની પત્ની તરીકેનો દાવો છોડી દે. તેને ન મળવાનું

અને પત્ર ન લખવાનું વચન આપ એટલે પત્યું. દેશની ખાતર એટલો ભોગ આપ."

"દેશની ખાતર? તમને દેશનું ભાન છે? તમે શિકાર કરવા સિવાય દેશમાં કોઇ દિવસ જાઓ છો? દુષ્ટ, જુઠ્ઠાં પ્રધાન મંડળને પ્રજાના પૈસાનો યથેચ્છ ઉપયોગ કરવા દેનારા તમે દેશની વાત કરો છો? મારી જીંદગીના ભોગથી જનતા ઉપરનો એકાદ જુલ્મ કર ઓછો થતો હોય તો હું ખુશીથી પ્રાણ સમર્પણ કરવાને પણ તૈયાર છું. બાકી જો હું મહારાણી હોઉં તો શું આમ સુંદર વસ્ત્રા-ભુષોણોથી ઢંકાયેલી સિંહાસન ઉપર બેસી રહું અને મારી પ્રજાનાં ભુખે ટળવળતા બાળકોને મરવા દઉં? હું તો મહારાણી થવા કરતાં સેવિકા બનવાનુ વધારે પસંદ કરૂં." વિચારના જુસ્સામાં તે આગળ વધી. "હું તમારી પુત્રવધુ છું. તમારા પુત્રે મારી સાથે ધર્મ વિધિ અનુ-સાર લગ્ન કર્યાં છે, અને તમે તે તજી દેવાનું કહો છો. હું લગ્નની એ પવિત્ર ગાંઠ તોડીશ નહીં, પણ મારા પતિ મને ખરા હૃદયથી છોડશે તો હું તેનાં ચરણની દાસી થઈ રહીશ. મારા પતિદેવની આજ્ઞા વિના હું એક પણ ડગલું નહીં ભરૂં. હું પદવી, માન કે સંપત્તિની ભૂખી નથી. મારા પતિદેવનો પ્રેમ એ મારે મન અખુટ ખજાનો છે. પછી મારે ભૂખ શાની?"

આ વખતે એક પડદો ઉંચો થયો અને પાટવીકુમાર અંદર આવ્યા. બહુજ સ્વસ્થતાથી તેણે માતપિતાને વંદન કર્યું, અને કીર્તિદેવી આગળ ઉભો રહ્યો અને બોલ્યો:

"મારી પત્ની સાથેની આપની મુલાકાત પુરી થયા પછી મારે તેની મુલાકાત લેવી છે."

રાજેન્દ્રે થંડો જવાબ આપ્યો: "જયવંત, જેને તમે તમારી પત્ની કહો છો તે જીદ્દી યુવતી જેમ બને તેમ ટાપુ ઉપર તેનાં સગાં-

વહાલાંમાં જાય તેમ વધારે સારૂં છે. તેનામાં કાંઇ બુધ્ધિ હશે એમ મને લાગતું હતું, પણ તમે કહો તો હવે લગ્ન રદ કરવા તૈયાર છે. મને આશા છે, કે તમે પણ એવી ઇચ્છા દર્શાવશો અને આ નાખુશ બનાવ ઉપર કાયમનો પડદો પાડીએ."

કુમાર જયવંત અદબ વાળીને હસ્યો અને બોલ્યો: "ગમે તેમ થાય સૂર્ય પુર્વમાંથી પશ્ચિમમાં ઉગે કે સાગર માઝા મૂકે તો પણ અમારી લગ્નગ્રંથી અતુટ–અભેદ રહેશે. અમારાં લગ્ન આપને કાયદા વિરૂધ્ધ લાગતાં હોય તો કાયદાની અદાલતમાં જઇ અર્જ કરો. ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે કે "વિધિપુર્વક અને અગ્નિની સમક્ષ પરસ્પરની સંમતિથી કરેલાં લગ્ન કોઈ પણ મનુષ્ય તોડી શકે નહીં—"

રાજેંદ્રે અધિરાઈથી કહ્યું: "આવી દલીલમાં કાંઈ અર્થ નથી. નાદાન બચ્ચાંઓને દલીલ કરતાં ક્યાંથી આવડે? માટે મુલાકાત બંધ કરવામાંજ ફાયદો છે."

કીર્તિ દેવી બોલી: "જરા સબુર કરો, મારે તમારા ફાયદાની વાત કરવી છે. મહારાણીજી, હું કોઇ દિવસ મારા પતિને તજી દેવાનું-વચન આપીશ નહીં. પણ, સાંભળો, તમે બહુ સહન કર્યું છે. મને લાગે છે કે તમારી લાગણીને ગરમી આપવા માટે મારે તમારી પાસે વારંવાર આવવું પડશે, અને રાજેંદ્ર આવ્યા પછી તો મિત્રો મટી દુશ્મનોની સંખ્યા એટલી બધી થઇ છે, કે તેની તમને ખબર પણ નથી ક્રાંતિની આગ તમારા સિંહાસનની આસપાસ અને નીચે સળગી રહી છે, તેનું તમને લવલેશ પણ ભાન નથી. તમે મને તમારી પુત્રવધુ તરીકે સ્વીકારો, તો હું પ્રજાને સંદેશો પહોંચાડી શાન્ત કરૂં. તમે મારી ખોટી કિમ્મત કરી છે. મને એક ગામડાની ગોરી નીચા કુળની સમજો છો, પણ ભૂલ છે. હું

રાજકુટુંબની હોઈશ, વળી વિદ્યામાં તમારા દરબારની કેટલી સ્ત્રીઓ મારી બરાબરી કરી શકે એમ છે? તમે પોતે કલા અને સાહિત્યના ઉપાસક લાગતા નથી, તો પછી કેવી રીતે તમારા પુત્રવધુની પરીક્ષા કરશો?"

રાજેંદ્ર તદ્દન શાંત રહ્યો. આ નવા અનુભવમાં તેને આનન્દ આવ્યો. એક યુવતી તેનાથી જરાયે ડર્યા સિવાય—સીધું સટ કહી સંભળાવતી હતી. કીર્તિદેવીએ શાંતિથી આગળ ચલાવ્યું.

"મેં ઘણા રાજાઓના ઇતિહાસ, તેમની ક્રૂરતાના પ્રસંગો વગેરે વાંચ્યાં છે. વિક્રમ, ભોજ અને રામરાજ્યનાં વર્ણન પણ વાંચ્યાં છે. મને રાજ્યસિંહાસનનો મોહ નથી. મને ખેદ એટલા માટે થાય છે કે મારા પ્રેમનું પાત્ર એક રાજકુંવર છે. અમે જ્યારે લગ્ન કર્યાં તે વખતે તે ગરીબ હતા, એવાજ ગરીબ રહ્યા હોત તો કેવું સારૂં? ગમે તેમ, પણ કોઈ દુન્યવી સત્તા અમને છુટાં નહીં પાડી શકે. તમે તેને બીજી સ્ત્રી સાથે પરણાવશો તો પ્રભુના શાપ તમને તથા તમારા સિંહાસનને જડમૂળથી બાળી નાંખશે. તમે બંને સાંભળી લો મે આ હાથ પકડયો છે, હું તેની આજ્ઞાને આધીન છું, પણ જો મારી પાસે આવીને ગરીબાઇની સામાન્ય જીંદગી ગાળે તો પાટવી કુંવર તરીકે હું તેની યુવરાજ્ઞી નથી. હું ગ્રામ્યજીવન ગાળીશ, અને જ્યારે પ્રજાનો અવાજ મને બોલાવશે ત્યારેજ બહાર આવીશ. બોલો, રાજી છો?"

રાજેંદ્ર પીગળ્યો: "શાબાશ! બહાદુર છોકરી, શાબાશ! તેં આજે સુંદર પ્રતિજ્ઞા લીધી છે અને પ્રજા ન બોલાવે ત્યાં સુધી તે પાળજે."

"મહારાણી, તમે શું કહો છો? હાં. પણ તમે તો થંડાં-નિર્દય છો. અને મારા પતિ, મારા પ્રિયતમ, તમે?"

પાટવી કુંવર તેની પાસે આવી ઉભો. કીર્તિ આગળ બોલી: "લઇ જાઓ મને આ જગ્યાએથી મારો શ્વાસ ગુંગળાય છે." કુંવર તેમ કરવા તૈયાર થયો તેને અળગા કરી બોલી: "પ્રિયતમ, તમે અહીંજ રહો. તમારાં માતપિતાને સમજાવો. હું રાધાકીશન સાથે જઇશ."

મહારાણી તેની પાસે આવી બોલી: "સુંદર છોકરી, અમે તારા બહુજ ઉપકાર નીચે છીએ. તું કેવી સુદર લાગે છે? તું સુખી થજે."

કીર્તિએ ધીમેથી કહ્યું: "તમારા જેવી સુખી થવાનો આશીર્વાદ ન આપતાં."

રાણીને જરા અપમાન જેવું લાગ્યું, પણ રાજેંદ્ર જે રાધાકીશન સાથે વાત કરતો હતો તે પાસે આવ્યો ને બોલ્યો: "તું રાજા પાસેથી કાંઈ લીધા વગર જાય એ ઠીક નહિ." એમ કહી હીરા-જાં ત સુવર્ણમુદ્રિકા તેને આપવા માંડી.

"નહિ, નહિ, એવાં રમકડાંથી જેઓ રાજી થતાં હોય તેમને માટે તે રાખી મુકો." કીર્તિદેવીએ જવાબ આપ્યો. "તમારો હેતુ સારો હશે, પણ કોઇની પાસેથી ઉપહાર ગ્રહણ કરવો એ મને અપમાન સમાન લાગે છે. ઠીક, રામ રામ," કહી તે તુર્તજ ત્યાંથી ચાલી ગઇ.

રાધાકીશન તેની પાછળ ગયો. કુમાર જયવંત તેના રાજ-વંશી મા બાપ આગળ અદબ વાળીને ઉભો રહયો. રાજેંદ્રે નરમા-શથી કહ્યું :

"જયવંત, તારો વાંક નથી. કીર્તિ સ્વરૂપવાન અને હિમ્મત-વાન છે; બુદ્ધિમાન અને શાન્ત છે."

કુંવરે જવાબ ન આપ્યો.

"શ્રીમતી! તમને ખાત્રી થઈ." રાણીને ઉદ્દેશીને રાજા બોલ્યો." આથી વધારે ત્યાગ તે શું કરી શકે?" પછી કુમાર જયવંત તરફ ફરી બોલ્યો: "કુમાર, એક વર્ષ મુસાફરી કરી આવશો, નવી સૃષ્ટિ જોશો, એટલે બધું ભૂલી જશો, અને આજથી આ પ્રકરણ પુરૂં થયું છે એમજ માનો."

"કુમાર કેમ કાંઈ બોલતા નથી?" રાણી બોલી, "પ્રતિજ્ઞા નથી લેવી કે શું?"

"માતુશ્રી, સાચુંજ કહો છો. હું મારા આચારને વિચારનો સાચો માલીક થવા માગું છું."

"જયવંત, ભલે એમ કર. મને કીર્તિની પ્રતિજ્ઞા ગમી ગઈ. તમે ખુશીથી જઇ શકો છો."

કુમાર જયવંત ધીમેથી નમન કરી ગયો. રાજેંદ્રને રાણી એકલાં પડ્યાં. સામસામું જોઈ રહ્યાં. રાજેંદ્ર બોલ્યો: આ અદ્‌ભુત પ્રેમ વાર્તાની નાયિકા માટે શું ધારો છો? મને તો બહુ અસર થઇ છે?"

"તમને?" રાણી બોલી, "જો તે તમારી પુત્રવધુ ન હોત તો તમારા પુત્રના હરીફ થાત?"

રાજાએ તિરસ્કાર યુકત કહ્યું: "શ્રીમતી, એ દિવસ તો ગયાજ. પણ તમારો વાંક છે. હું ગમે તેમ કરવા પ્રેરાઉં એ તમારી બેદરકારીનું પરિણામ છે"

"નહિ, નહિ, મારી બેદરકારી નહિ, પણ રાજતંત્રની સડેલી-રાજનીતિનું પરિણામ છે. આપના પછી જયવંત રાજા થશે અને કીર્તિને રાણી તરીકે સ્વીકારશે."

રાજેંદ્ર તેની સામે જોઇ રહ્યો અને બોલ્યો: "મારા મૃત્યુ પછી તો ગમે તે થાય. વખતે પ્રજાસત્તાક રાજતંત્ર પણ થઇ જાય!" આટલું કહી રાજા ત્યાંથી ઉઠીને બીજા ખંડમાં ગયો.

સાંજે તેને રાધાકીશન મળવા આવ્યો ને બધી હકીકત કહી. કીર્તિદેવીને સંભાળથી પહોંચાડી દીધી અને પાટવીકુમાર પણ સાથે આવ્યા હતા એ વાત અચકાતાં અચકાતાં કીધી. પાટવીકુમાર ત્યાં રોકાયા તે વાત પણ જણાવી દીધી.

રાજેન્દ્રે બધી વાત શાંતિથી સાંભળ્યા પછી કહ્યું: "આ મહીનાની આખરે કુમાર મુસાફરીએ નીકળશે. અને એક વર્ષ પછી આપણે બીનાં લગ્ન ગોઠવી આપશું."

રાધાકીશનને તે રાતે ઉંઘ આવી નહીં. ટાપુ ઉપર તેણે કેટલું સુંદર જોડું જોયુ હતું? દંપતી કેટલાં સુખી હતાં!

બીજે દિવસે બપોરે પાટવીકુમાર તરફથી રાજેન્દ્રને એક પત્ર નીચે મુજબ મળ્યો:—

પૂજ્ય—

તમારી આજ્ઞાથી અને મારી ખુશીથી તમારો રાજ્યપ્રદેશ મેં છોડયો છે. હું ક્યાં જાઉં છું અને કેવી રીતે, તે સાથે આપને કાંઇ લાગતું વળગતું નથી. જ્યાં સુધી પ્રજાને મારી સેવાની જરૂર પડશે નહીં, ત્યાં સુધી હું પાછો આવનાર નથી. મારી કીર્તિ—મારી ધર્મપત્ની પવિત્ર, ધાર્મિક લગ્નગ્રંથીથી બંધાએલી હોવાથી મારી સાથે આવે છે. આપને અને રાજ્યને જેમ યોગ્ય લાગે તેમ કરશો.

લી. જયવંત.

પત્ર વાંચી રાજેંદ્ર પ્રથમ તો જરા ગુસ્સે થયો, પણ પછી હસ્યો: "જયવંત ખરો મર્દ છે! જો તે મારી મરજી પ્રમાણે ચાલ્યો હોત તો હું તેને તિરસ્કારત; પણ તેની આ વીરતા અને મર્દાનગી જોઇ તેને માટે મને માન ઉપજે છે."



# પ્રકરણ ૨૩ મું.

## ખુની હુમલો.

ગપાષ્ટકદેવી હમેશાં સહસ્ત્રજીભવાળી હોય છે; અને કુમાર જયવંતના અચાનક પરદેશગમનથી લોકો અનેક પ્રકારના તર્ક વિર્તક કરવા લાગ્યા. પણ કોઇના તર્ક વિર્તક એક બીજાને મળતા આવતા નહીં. કોઇ કહેતું કે વિહાર નૌકામાં સમુદ્ર પર્યટન કરવા ગયા છે; કોઇ કહેતું કે કુમારના માતાપિતા તેના ઉપર નારાજ થવાથી તેની યુવાનીનો ભૂલો સુધરે તે માટે તેને પરદેશ મોકલી દીધા. કાંઇ હશે એટલે નિંદાથી બચવા માટે મોકલી દીધા, એમ પણ કોઇ કહેતું.

કુમારના નાના ભાઇઓ પ્રતાપ વિગેરે આ બાબતમાં થોડું જાણતા અને વધારે જાણવાની દરકાર પણ ન કરતા. સર રઘુનાથ અને રાધાકીશન આ વિષે વાત કરતા ન હોતા. ધીમે ધીમે વાત વિસારે પડવા લાગી અને બીજી બાબતોએ લોકોનું ધ્યાન ખેંચ્યું.

થોડાજ દિવસમાં એક નવું સ્વતંત્ર છાપું નીકળ્યું. અત્યાર સુધી બધાં પત્રો ચંદનદાસ દુધવાળાની માલેકીનાં હતાં અને નવું પત્ર કાઢવાની કોઇની હિમ્મત ચાલતી નહીં. જે દિવસે ચંદનદાસનાં પત્રોમાં છપાયું કે, 'રાજેંદ્રે ફરી વિચાર કરી મંદિરોને જમીન આપવાનું કબુલ કર્યું છે; તેને વળતેજ દિવસે 'સ્વતંત્ર ભારત' નીચેની હકીકત મોટા અક્ષરે અને રાજેંદ્રના પોતાનાજ હસ્તાક્ષરમાં પ્રકટ થઇ હતી.

"અમારી પ્રજાના મજબુત વાંધાઓનો વિચાર કરી, અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે જ્યાં સુધી પ્રજાની સમિતિ

ન હોય ત્યાં સુધી મંદિરોને જમીન આપવાનું બંધ કર્યું.

## રાજ-રાજેન્દ્ર.

તે દિવસે આખા શહેરમાં આ પત્ર ઉપરજ ચર્ચા ચાલી. મંદિરોમાં રાજાને અનેક શાપ અપાયા : અને 'સ્વતંત્ર ભારત' નો ફેલાવો ખુબ વધ્યો. એ પત્રમાં 'રાજુ' ની સહીથી વધુ જોરદાર લેખો આવતા હતા, તે લોકો હોંસે હોંસે વાંચતા હતા.

સર તેમુલશાના પ્રધાન મંડળ ઉપરનો લેખ કડક અને તીવ્ર કટાક્ષોથી ભરપુર હતો. લેખ વાંચી તેમુલશા આરામ ખુરશીમાં અક-ળાવા લાગ્યા અને પોલીસના વડાને એકદમ મળી જવાનો ટેલીફોન કર્યો.

સગુણસિંહ આવ્યા કે તુર્તજ તેમુલશાએ પુછ્યું. "સગુણસિંહ, મેં તમને રાજુની પાછળ છુપીપોલીસ રાખવાનું કહ્યું હતું તેનું શું કર્યું ?"

"મેં છુપીપોલીસ મૂકી છે અને મને ખબર મળી છે કે તેની પાસે અપાર દોલત છે. મોજની ખાતર લખે છે. કોઈ બીજા રાજ્યનો જાસુસ નથી તો તેને કેવી રીતે પકડું ? ગુન્હો કર્યા વગર કેવી રીતે પકડાય ?"

"તેનો ગુન્હો હું શોધી આપું, પણ કાંઈ નહીં." કહી વાત ઉડાવી. પોતાની વાટી લઈ રાજુ ચંદનદાસને મળ્યો: એ વાત બદલી આગળ ચલાવ્યું: "જુઓને આને નહિં પકડો તો નુકસાન થશે. રાજુને પકડશો નહીં, તો રાજ્ય ઉંધું વળશે; તેના લેખો એટલા, બધા ભયંકર છે."

સગુણસિંહે કહ્યું: "બધી સાચી વાત, પણ ચોકસ ગુન્હા વગર માત્ર કડક લેખો માટે કોઈને પકડાય નહિ."

"ઠીક ત્યારે, એટલું તો કરજો કે તેની પાછળ બરાબર ધ્યાન રાખો."

"ધ્યાન તો રખાય છે અને રાજેંદ્ર વોરંટ ઉપર સહી કરે કે તુર્ત જ પકડું. વળી રાજુ, સરોજ દેશપાંડેના અનુયાયી છે અને હાલ તુરત તે ટોળીને છેડવી ઠીક નથી. "સરોજને તો કયારનો યે ફાંસીને લાકડે ચઢાવી દેવો જોઇતો હતો."

"ત્યારે કેમ ચઢાવી દેતા નથી?"

"કારણ—કહું? તેનો વાળ વાંકો થાય, એટલે શહેરમાં બળવો થાય અને અર્ધું લશ્કર તેમાં ભળે ને રાજ્યમાં ક્રાંતિ થાય, સમજ્યા તેમુલશા? વળી રાજ્યની સ્થિતિ અત્યંત કટોકટીભરી છે."

તેમુલશા તિરસ્કારથી જોઇ રહ્યો. "હમણાં તો દરેક રાજ્ય કટોકટીના-વિષમ સમયમાંથી પસાર થાય છે; પણ જે રાજ્ય લોકોનાં ટોળાંને વશ થાય તે રાજ્ય જરૂર નાશ પામે."

"હા. પણ લોકોનું ટોળું પ્રમાણિક અને સત્યનિષ્ઠ હોય તો રાજ્ય નાશ ન પામતાં વધુ મજબુત બને."

"ભલે, બીજા કોઇના પ્રધાનપદ નીચે એમ થાય; પણ મારી પાસે એ નહિ ચાલે."

સગુણસિંહ મનમાં બબડ્યો: "તમારો સમય છ દિવસથી વધારે નથી, તેટલામાં થાય તેટલી મોજ કરી લીઓ."

સગુણસિંહની વાત સાચી હતી. રાજદ્વારી તોફાની વાદળ ઘેરાતું હતું. લોકોમાં અસંતોષની તીવ્ર જ્વાળા પ્રગટી નીકળી હતી. અધુરામાં પુરૂં લોકો ઉપરના કર વધ્યા અને કરના અસહ્ય બોજા નીચે કચડાતા લોકોનો પોકાર કોઇ સાંભળતું નહોતું. જનતાનો એક ઘણોજ નાનો ભાગ જ્યારે અમનચમન ઉડાવી રહ્યો હતો, ત્યારે બીજો-ઘણો મોટો ભાગ કંગાલિયતમાં સડી રહ્યો હતો અને મરવાને વાંકે જીવતો હતો.

આવી સ્થિતિ સામે વિરોધ દર્શાવવા શહેરમાં અને સ્થળે સ્થળે સભાઓ ભરાવા લાગી, હજારો અને લાખોની સહીઓથી અરજીઓ મોકલાઈ; પણ સર્વ વ્યર્થ હતું. રાજેંદ્રનો કશો જવાબ આવ્યો નહી.

કેટલાક રાજ્યના પક્ષના માણસો 'રાજ્યને મદદ કરવાનો આ સમય છે' એવું લોકોને સમજાવવાનો પ્રયત્ન કરે; પણ તેમનું સાંભળવા કોઇ તૈયાર નહોતું. એવા વકતાઓની સભામાં કાગડા ઉડતા; જ્યારે જે સભામાં સરોજ દેશપાંડે બોલવાનો હોય તેમાં હજારો લોકો તેને સાંભળવા તલપાપડ થઇ રહે. લીલાદેવીને જોઇને તો લોકો ઘેલા બની જતા હતા.

સરોજને લાગ્યું કે હવે લોકલાગણી બરાબર સતેજ થઇ છે, ઉશ્કેરાઇ છે; એટલે કેવી રીતે કામ લેવું તેની યોજના કરવા લાગ્યો.

ક્રાંતિકારક મંડળની બે સભાઓ ભરાઈ ગઇ, તેમાં રાજુ અને તેના મિત્રોએ નિયમસર હાજરી આપી. સરોજે રાજુને કેટલાંક વિશ્વસનીય કામ સોંપ્યાં, તે તેણે સારી રીતે પુર્ણ કર્યાં. મંડળમાં રાજુ આગેવાન વ્યક્તિ થઇ પડ્યો. ઉપરાંત તેણે છોટુભાઇની પુત્રી પાર્વતીદેવી માટે મુખ્ય નાટ્યગૃહમાં જગ્યા મેળવી આપી અને ત્યાં તેને સારો પગાર મળવા માંડ્યો.

બીજું કાર્ય તેણે કવિને ખ્યાતિમાં લાવવાનું કર્યું. 'ક્રાન્તિનું સંગીત' એ નામનું પુસ્તક બહુજ પ્રસિદ્ધિ પામ્યું અને રાજેંદ્રે પણ એ પુસ્તકને આશ્રય આપ્યો.

પાર્વતી દેવીનું અલૌકિક નૃત્ય અને કવિની ક્રાંતિકારક કવિતા આખા સમાજમાં વાતનો વિષય થઈ પડયાં.

દરમ્યાન પ્રજામાં અસંતોષ અને રોષની લાગણી પ્રબળ થતી ચાલી. એક દિવસ વીશેક હજાર માણસનું ટોળું 'અન્ન આપો-અન્ન આપો' એમ બૂમો પાડતું, હાથમાં રોટલીના ટુકડા લઇ

નીકળી પડયું અને પ્રધાન મંડળની કચેરી તરફ ધસ્યું. ટોળાંનો અમુક ભાગ 'રાજેંદ્ર રાજેંદ્ર' એવી બૂમ પાડતો હતો. પોલીસને આ ટોળું વિખેરી નાખતાં બહુ શ્રમ પડયો હથિયારબંધ લશ્કરનો ઉપયોગ કરવાની જરૂરત પડી. પણ આવેલા સૈનિકોના પગ પાછા પડતા હતા. મેજીસ્ટ્રેટે ગોળીબાર કરવાનો હુકમ આપ્યો, એટલે સૈનિકો બંદુકો જમીનપર મૂકી ચાલતા થયા. એટલામાં બે વ્યકિત-ઓએ આવી ટોળાંને શાંત કર્યું:-એક સરોજ દેશપાંડે અને બીજી લીલાદેવી.

સર તેમુલશા અંદરની બારીમાંથી છુપાઇને જોવા લાગ્યા તો સરોજ દેશપાંડેની સિંહ જેવી આકૃતિ દેખાઈ. બીજી તરફ શ્વેત વસ્ત્રો પરિધાન કરેલી લીલાદેવી દેખાઇ.

'લીલાદેવીની જય! લીલાદેવીની જય!' એવા ચોમેરથી પોકારો થતા હતા. તેણે તેનું નામ સાંભળ્યું હતું, પણ તેના તરફ જરાએ લક્ષ આપ્યું નહોતું. તેની પાસે સર બલુભાઇ-મુખ્ય પ્રધાન બેઠા હતા, તેને કહ્યું, "હુલ્લડ જેવું લાગે છે."

"હુલ્લડ નહિ-બળવો કહો, ક્રાંતિ કહો. આ ટોળું રાજમહેલ સુદ્ધાં બધાં મકાનો સળગાવી દેત, પણ લીલાદેવીની મદદથી સરોજે બધું બચાવ્યું."

"કોની? લીલાદેવીની મદદથી?"

"હા. લીલાદેવી પવિત્ર કુમારિકા છે. તેમ ન હોત તો સમાજ તેનું કહ્યું માનત નહિ. ગમે તેમ હોય, પણ તેણેજ આપણને બચાવ્યાં છે."

સર તેમુલશા મૂગા રહ્યા. બલુભાઇએ પુછ્યું: "રાજેંદ્રને મળ્યા છો?"

"ના."

"રાજેન્દ્રે પોતાની ખાસ સત્તાથી આપણી લડાઈની યોજના બંધ રાખી છે, અને એમ કરવાનો તેનો હક્ક છે વળી ચંદનદાસ પણ ફરી બેઠા છે. તે પોતાનાં પત્રોમાં આપણી વિરૂદ્ધ છાપે છે. એક નવાં પત્રની ફ-તેહથી તે બહુજ ચીડાઈ ગયો છે, ભલે એ ગમે તેમ કરે. મે તો મારી જાતને બચાવી રાજીનામું આપી દીધું છે. તમે હવે ખુશીથી માથું ફૂટો. હું તો આ જંજાળમાંથી છૂટ્યો છું."

સર તેમુલશા આ વાત સાંભળીને મનમાં રાજી થયા. પોતાને એક મોટો ઓધ્ધો મળશે અને પોતે સાધારણ મનુષ્ય મટી એક મહાનપુરૂષ તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધિ પામશે, એ વિચાર, તેને આનંદ આપી રહયો હતો.

તોફાનને થયાં થોડા દિવસ વીતી ગયા બાદ રાજેંદ્રને હાથે એક મહાન કાર્ય થવાનું હતું. રાષ્ટ્રીય નાટયગૃહની સ્થાપવાનું ખાસ મુહૂર્ત રાજેંદ્રને હાથે કરવાનું નકકી થયું હતું. આ સમાચારથી પ્રજા-વર્ગમાં અપુર્વ ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો. લોકોનો થોડો ભાગ આ વાતથી નારાજ થયો હતો અને મંદિરો અને મઠના અધિકારીઓ તેમાં મુખ્ય હતા.

સૂર્ય પૂર્ણ પ્રકાશ આપી રહ્યો હતો. સમુદ્ર શાંત હતો. લોકો આમથી તેમ આવજા કરી રહ્યા હતા. અને રાજાની સવારી નીકળવાની જોઇ રહ્યા હતા. તેટલામાં પાયદળ અને ઘોડેસ્વાર લશ્કરની ટુકડીઓ, ડંકા નિશાન વગેરે દેખાવા લાગ્યાં અને છેવટે રાજેંદ્રની સોના રૂપાની ગાડી દેખાઇ.

જનતાની મેદની જામી હતી. જયનાદ અને હર્ષનાદથી વાતા-

વરણ ગાજી રહ્યું. તમામની દષ્ટિ રાજેંદ્ર તરફ હતી. ચંદનદાસ સાથે રાજેંદ્રની ઓળખાણ કરાવવામાં આવી.

રાજેંદ્ર વિસ્મય પામી કહ્યું: "કોણ ચંદનદાસ? હું તો પહેલીજ વાર આ નામ સાંભળું છું."

રાજેંદ્ર તે પછી મહાધિકારીને મળ્યા. રાજેંદ્રે સુવર્ણના પાવડાથી નાટયગૃહનું ખાસ મૂહૂર્ત કર્યું. પ્રચંડ જયઘોષથી વાતાવરણ ગાજી રહ્યું. પ્રાસંગિક વિવેચન પછી પાન ગુલાબ અપાયાં અને રાજેંદ્રની સવારી પાછી ફરી.

રાજેંદ્ર પાછળ સર રઘુનાથ અને પ્રોફેસર રાધાક્રીશન ચાલતા હતા, એટલામાં પાછા ટોળામાંથી એક યુવક આગળ ધસ્યો. એક પળ અનિશ્ચિત્ત સ્થિતિમાં અટક્યાં, પણ બીજીજ પળે સાવધ થઇ દોડ્યો અને દોડતાં દોડતાં બોલ્યો:" ઉભો રહે, પ્રજાના પૈસાના ચોર, લેતોજા!" એમ કહી આગળ ધસી હાથમાં તેજદાર કટારી ચમકાવતો વિજળીના જેવી ત્વરાથી રાજદ્ર પાસે પહોંચી તેની છાતી સામે તે ધરી રાખી; પણ કટાર તેની છાતીમાં પેસી જાય તે પહેલાં કોઇ સ્ત્રીના બે નાજુક હાથ રાજાની છાતી અને કટારીની તીવ્ર ધાર એ નાજુક હાથમાં ઉતરી ગઇ. હાથમાંથી તુર્તજ ચણોઠી જેવા વિશુદ્ધ લાલલોહીની ધારા થઈ અને સતત વહેલા લોહીથી બેભાન બની તે સ્રી એકદમ જમીનપર પડી ગઇ!

આ બધું એક પળમાં બની ગયું. તે ઘેલા જેવા દેખાતા જુવાનને પોલીસ જોરથી પકડી, તેના હાથમાંથી કટારી ખુંચવી લઇ તેને પરહેજ કર્યો. તે અટારથી વીશ વર્ષનો ખીલતો જુવાન હતો.

રાજેંદ્ર તરફ આજે લોકોની લાગણી ઉભરાઇ જતી હતી. તેને મદદ કરવા અનેક માણસો તૈયાર થઇ ગયા.

# પ્રકરણ ૨૪ મું.

## સ્ત્રીની બુદ્ધિ.

રાદેવીને મૃત્યુતુલ્ય મૂર્છામાંથી જ્યારે ભાન આવ્યું ત્યારે
ં, કે તે મુલાયમ તકીયા તથા રેશમી ગાદલાં ઉપર સુતેલી
ાબી રંગના રેશમી પડદાઓથી તેના ખંડની બારીઓ
હતી. બાજુમાં હાથી દાંતની અદ્ભુત કારીગિરીના
ાારવેલા હતા. તેની ઉપરની છત રંગીન. આયના જેવી
ને તેમાં પુષ્પધન્વા કામદેવ રથમાં બેઠેલો ચીતરેલો હતો.

આ તદ્દન અપરિચિત વસ્તુઓ અને નિવાસસ્થાનનો વિચાર
ાસું ફેરવવા જતી હતી; ત્યાં રાત દિવસ પાસે ને પાસે
ાતા વૈદ્યના હાથે તેને તેમ કરતાં અટકાવી અને વૈદ્ય કહ્યું.
ાની કરીને શાંત સૂઇ રહો. તમને ગંભીર ઇજા થઇ છે,
મારે પુરતા આરામની જરૂર છે ”

જય બોલાવા લાગી. ગાડી ધીમેથી ચાલતી હતી. લોક સંખ્યા પુષ્કળ હતી, અને દરેકને રાજેંદ્રનાં દર્શન કરવાં હતાં.

એક બીજું ઉશ્કેરાયલું ટોળું પેલા 'ખુની' ને મારવા ધસતું હતું, પણ પોલીસે તેને અટકાવી પાછું કાઢ્યું.

સદ્દનો અધિકારી એ ટોળાંમાં ફિક્કે વદને ફરતો હતો અને છેવટે ટોળાંમાંથી વિખુટો પડી નિરાશ વદને બીજી દિશામાં ચાલતો થયો.



# પ્રકરણ ૨૪ મું.

## સ્ત્રીની બુદ્ધિ.

લીલાદેવીને મૃત્યુતુલ્ય મૂર્છામાંથી જ્યારે ભાન આવ્યું ત્યારે તેને લાગ્યું, કે તે મુલાયમ તકીયા તથા રેશમી ગાદલાં ઉપર સૂતેલી છે. ગુલાબી રંગના રેશમી પડદાઓથી તેના ખંડની બારીઓ ઢંકાએલી હતી. બાજુમાં હાથી દાંતની અદ્‌ભુત કારીગિરીના નમુના ગોઠવેલા હતા. તેની ઉપરની છત રંગીન. આયના જેવી હતી. અને તેમાં પુષ્પધન્વા કામદેવ રથમાં બેઠેલો ચીતરેલો હતો.

તે આ તદ્દન અપરિચિત વસ્તુઓ અને નિવાસસ્થાનનો વિચાર કરતી પાસું ફેરવવા જતી હતી; ત્યાં રાત દિવસ પાસે ને પાસે બેસી રહેતા વૈદ્યના હાથે તેને તેમ કરતાં અટકાવી અને વૈદ્ય કહ્યું. "મહેરબાની કરીને શાંત સૂઇ રહો. તમને ગંભીર ઇજા થઇ છે, તેથી તમારે પુરતા આરામની જરૂર છે"

તે બોલનાર તરફ ફરી અને સહરાનારણ જેવુ મોટું માથું જોયું. તે ધીમેથી બોલી: "તમે બહુ માયાળુ છો, પણ મને વિસ્મૃતિ થાય છે. હા. રાજેંદ્ર વગેરે સહિસલામત છે?"

"હા. બધા સલામત છે. તમે રાજેંદ્રની જીંદગી બચાવી છે."

લીલાદેવીએ થાકથી આંખો વીંચી દેતા કહ્યું: "પ્રભુ મહાન છે, પ્રભુની પ્રાર્થના કરો, તે જરૂર બસ આપશે." આમ કહેતાં તેની આંખમાંથી બે અશ્રુબિંદુ બહાર આવ્યાં.

વૈદ્યના ટેબલ આગળ જઇ કાચની પ્યાલીમાં દવા રેડી લીલાદેવીને આપી અને તુર્ત જ પીઈ ગઇ. વૈદ્ય તેની નાડ તપાસી થોડે

દુર જઈ બેઠો. તે ફરીથી જાગી ત્યારે તેને ખભાની બાજુમાં દુઃખ થતું લાગ્યું અને હાથ ઉપર મજબુત પાટો બાંધેલો જણાયો. છુટાં કપડાં પહેરાવવામાં આવ્યાં હતાં. થોડી મિનિટમાં તેને બધું યાદ આવ્યું અને લાગ્યું કે જે સ્થાનની અંદર તેણે એક પળ પણ રહેવું ન જોઇએ એવા મોજશોખના સ્થાનમાં તે આવી ચઢી હતી. તેણે સઘળું બળ એકત્ર કરી બેઠા થવાનો યત્ન કર્યો; પણ વૈદ્યે દોડી આવી તેને તેમ થતી અટકાવી.

તેને અટકાવતાં લીલાદેવી બોલી: "કૃપા કરી તમે તસ્દી ના લીઓ. હું ફરી શકીશ; ઉભી રહીશ અને જોઇ શકીશ. હું તમને ઓળખતી નથી, પણ તમે બહુ ભલા છો, અને જરા વધારે ભલમનસાઈ બતાવી મને અહીંથી જવાદો."

પ્રો. રાધાકીશને કહ્યું: "એમ નહીં બને. મહારાજાની ખાસ આજ્ઞા છે કે,"

" તિરસ્કારથી લીલાદેવીએ કહ્યું: "શું હું ગુલામ છું ? રાજેંદ્ર મારા ઉપર શા માટે હુકમ કરે છે?"

"શ્રીમતી, આપ રાજેંદ્રનાં અતિથિ છો, આપે તેમનું જીવન બચાવ્યું છે, માટે આપનો ઉપકાર માનવાની તક તેમને આપશો."

"રાજેંદ્રના મહેલમાં ? હું-લીલાદેવી-રાજેંદ્રના મહેલમાં ? અને તમે તેના નોકર છો કેમ ?"

તેણે કહ્યું: "હું મહારાજાનો વૈદ્ય છું. તમારો ઘા મેં ધોયો છે, બહુ ગંભીર નથી, પણ તમને આરામની જરૂર છે, માટે આજની રાત અહીંજ રહો તો સારૂં."

લીલાદેવી નિઃશ્વાસ નાખી પાછી સૂતી. "તમારો ચહેરો કાંઇક પરિચિત લાગે છે. તમે રાજેંદ્રને જઇ કહેશો, કે હું રાજેંદ્રની દુશ્મન છું. મારૂં નામ લીલાદેવી છે; તેને મારા નામની ખબર નહીં હોય!"

"શ્રીમતી, રાજેંદ્ર બધું જાણે છે. જે સ્ત્રીએ, જે દેવીએ તેનો જીવ બચાવ્યો છે; તે તેની દુશ્મન કેમ હોઇ શકે?"

"મેં કાંઇ તે રાજેંદ્ર છે માટે તેનો જીવ બચાવ્યો નથી એમ સ્પષ્ટ કરજે અને સાથે સાથે કહેજે, કે મને જલ્દી રજા આપે."

રાધાકીશન વંદન કરીને ત્યાંથી ગયો, એટલે લીલાદેવી એકલી પડી, વિચારવા લાગી: 'આ બધું કેમ બન્યું? શા માટે મેં તેને બચાવવા જોખમ ખેડયું? બીજે રસ્તે જતાં દૈવવશાત્ તે આ રસ્તેથી નીકળી. રાજેંદ્રની સવારી નીકળી. તેણે રાજેંદ્રને જોયો. એક ગાંડા જેવો યુવક હાથમાં કંઈ ચમકતું હથિયાર છુપાવી વિચિત્ર મનોભાવ દર્શાવી રહયો હતો. પોતે મનુષ્યસ્વભાવની પરીક્ષક હતી. હજારો ક્રાંતિવાદીઓના પ્રસંગમાં આવી હતી. તે પેલા યુવકની પાછળ ગઇ અને કોઈ અગમ્ય લાગણીથી ન સમજી શકાય એવા મનોભાવથી રાજેંદ્રને બચાવવા પોતાના કોમળ હાથ લંબાવ્યા; પણ તે ભાવ કયો હતો? પ્રેમાળ, સૌજન્ય પુર્ણ અને દયામિશ્રિત એ ભાવ હતો? તેની આકૃતિ કોને મળતી આવતી હતી? તે ગુંચવાડામાં પડી, પણ કાંઇ નહિ, જો મેં ખુન ન અટકાવ્યું હોત તો અમારી ટોળી ઉપર એ ખુનનો આરોપ આવત-પણ બિચારો કંગાળ યુવક કોણ હતો? તેની પછવાડે કોણ હતા?"

દૂર તેની કેસરીયા રંગની સાડી પડી હતી. તેના કાળા ભમ્મર જેવા વાળ છુટા થઇ ગયા હતા અને તેની આરસપહાણ જેવી મૂર્તિ એ કલાપમાં ઢંકાએલી હતી. હાથેથી વાળ પકડી એક દોરો બાંધી આપના સામે જોઇ તિરસ્કારના ભાવથી મોઢું મચકોડયું. એટલામાં રાજેંદ્ર સામે આવી ઉભા હતા.

એક પળ તે સ્થિર-સ્તબ્ધ બની ગઇ. હાથમાંના કેશકલાપને

પડતાં મૂકી તેણે રાજેંદ્ર સામે એક વેધક નજર ફેંકી નીચું જોયું. તેણે રાજેંદ્રને વંદન કર્યું નહીં; પણ રાજેંદ્રની નજર સાથે નજર મળતાં તેનું હૈયુ જોરથી ધબકવા લાગ્યું. તે બીતી ન હોતી, બહારથી દૃઢ દેખાતી હતી; પણ તેનું આખું શરીર પગથી માથા સુધી ધ્રુજી રહ્યું હતું.

થોડીવાર સુધી એમાંથી કોઈ કાંઇ બોલ્યું નહિ; પછી રાજેંદ્ર બોલ્યો: "શ્રીમતી, હું આપનો બહુજ ઉપકારી છું. આપની વીરતા અને સમય સૂચકતાથી મારી જીવનદોરી તૂટતા બચી છે."

"મારી જીંદગી તુચ્છ છે, તેનું બહુ મૂલ્ય નથી, પણ પ્રજાને કાંઇક મોહ છે અને પ્રજાના નોકર તરીકે હું મારી સેવા અર્પવા તૈયાર છું. તમારી વીરતા અને લાગણી માટે આભારી છું."

"આભાર માનવાની જરૂર નથી. મેં મારી ફરજ બજાવી છે."

"એમ નહિ, શ્રીમતી, આપના મંડળ તરફથી જેની અવગણના કરવામાં આવી છે. એવા એકને–મને બચાવ્યો. તે કાંઈ જેવું તેવું કાર્ય નથી. તમે તો ખુનમાં મદદ કરનાર હોઇ શકો, બચાવનાર ન હોઇ શકો?"

"રાજેંદ્ર! તમે ભૂલો છો. તમને તમારી પ્રજાનું પુરેપુરૂં ાન નથી. અમે હિંસાવાદી ખુનીઓ નથી. અમે તો રાજેંદ્રને સમજાવવા મથન કરનારા છીએ: તેમનાં દુઃખ જાણીએ છીએ અને તે નિવારણનો પ્રયાસ કરીએ છીએ. ગરીબો મૂડીવાદીઓ અને મૂડીવાદીઓની સહાયથી અને મુડીવાદ અને લશ્કરવાદને ધોરણે ચાલતા રાજતંત્રથી ચગદાયલા અને કચરાયલા રહે છે. તેમને કોઇના તરફની મદદની આશા નથી. અમે તેમને આશા અને મદદ બન્ને આપીએ છીએ. પણ એ કંગાળ, ખુન કરવાના ઈરાદાથી ધસી આવેલો યુવક અમારા મંડળનો ન હોતો—"

"તેની મને પુરેપુરી ખાત્રી છે—"

લીલાદેવીને ચક્કર આવતાં લાગ્યાં, એટલે રાજેંદ્રે એક હાથે તેનું શરીર પકડી રાખ્યું અને બોલ્યો: "તમને મૂર્છા આવે છે, તમે અશક્ત છો, કૃપા કરી આરામ લીઓ."

"મને જરાક વાગ્યું છે," એમ કહી તે પથારીમાં ઢળી પડી.

રાજેંદ્રે બારી ઉઘાડી નાખી પવનને અંદર આવવા દીધો અને પછી બોલ્યો. "આપ જલ્દીથી આ મહેલ છોડી જવા માગો છો; પણ આપનો એ નિશ્ચય આપ ફેરવો તો હું અને મહારાણી બન્ને આપનાં આભારી થઇશું. અમે આપના આભાર નીચે કચરાયલા છીએ, એટલે આપની ઇચ્છા વિરૂદ્ધ અમે કાંઇપણ કરી શકીશું નહિ-"

લીલાદેવીએ પોતાનું મસ્તક ઉંચું કર્યું. તેના ગાલમાં ગુલાબી રંગ ચઢતો દેખાયો. તે બોલી "મને માફ કરજો. મને એક પળ ઝેર જેવી લાગે છે."

"હશે. પણ આપ એટલું તો જરૂર કહેશો કે આપનો બદલો કેવી રીતે વાળું?

"મને બદલાની જરૂર નથી-સ્પૃહા નથી. તમે રાજેંદ્ર છો. હું સાધારણ સ્ત્રી છું. પણ મને મારા સ્ત્રીત્વનું અભિમાન છે, અને તે અભિમાન તમારા રાજેંદ્રપણાના અભિમાન કરતાં વધારે છે. તમે શો બદલો આપવાના હતાં? હીરા, માણેક, પૈસો ઓધ્ધો કે ઇલ્કાબ? તે સર્વ મારે કામના નથી. જો સેવા કરવી હોય, તો મને બદલો આપવો હોય તો જનસમાજની સેવા કરો અને તમારૂં જીવન

રાજેંદ્ર મૂંગે મોઢે સાંભળી રહ્યો.

લીલાદેવી પથારીમાં બેઠી થઇ બોલી: "હું અહીં આવી તેમાં પણ પ્રભુનો સંકેત છે, કારણ કે તમારી આસપાસ ગુલામો ને ખુશામતીઆઓની એવી જાળ પથરાયેલી છે કે તે ભેદીને ગરીબ પ્રજા તમારી પાસે આવી શકતી નથી, અને પ્રજાની સાચી સ્થિતિની વાત તમારે કાને પહોંચતી નથી. તમારી આસપાસના લોકો તમોને એશ આરામસાં રાખે છે અને વિષયી સમાજમાં ફેરવ્યા કરે છે અને જાણી જોઇને અંધકારમાં રાખે છે. હું જે વસ્તુસ્થિતિ છે તે સ્પષ્ટ કહી દઉં છું: કારણ કે મારે કોઈની તમા નથી કે કોઇની બીક નથી. નથી. મારે–લીલાને મન ગરીબ પ્રજાજન અને રાજેંદ્ર વચ્ચે જરાય ભેદ નથી."

રાજેંદ્રે લીલા સામે જોયું અને કહ્યું: "જો મારામાં તમે રાજાના ગુણ-ની મારામાં કલ્પના ન કરી હોય અને સામાન્ય મનુષ્ય તરીકે મને ગણ્યો હોય, તો પછી મને શા માટે બચાવ્યો? શા માટે મારા જેવા એક સામાન્ય મનુષ્યને બચાવ આટલી જહેમત લીધી અને વેદના વેઠી?"

"રાજેંદ્ર છો, માટે મેં તમને બચાવ્યા નથી."

"ત્યારે શું એક સામાન્ય માણસને બચાવવાની દયાને લીધેજ મને બચાવ્યો." રાજેંદ્રે કડવાશથી કહ્યું.

લીલાદેવીએ હસીને કહ્યું: "બીજું કારણ છે, જે પુરૂપ ઉપર મારો અગાધ પ્રેમ છે, તેને તમારી આકૃતિ મળતી આવે છે, માટે; સમજ્યા?"

રાજેંદ્ર અને લીલા પળવાર સ્તબ્ધ રહ્યાં. પછી રાજેંદ્રના મુખ ઉપર સ્મિત ફરક્યું, તે જોઈ લીલા બોલી: "તમે હસો છો. પુરૂષો સ્ત્રીઓના કોમળ અંતઃકરણની સાથે રમત રમે છે. મારી મૂર્ખાઇ

ગણો કે નિર્બળતા ગણો, જે ગણવું હોય તે ગણો; પણ તમે એક વ્યક્તિને એટલા બધા મળતા આવો છો કે તેને લીધેજ તમને બચાવવા પડયા. તમારું બાહ્ય શરીર તેના જેવું છે; પણ તમારું અંતઃકરણ તથા મન તેના કરતાં હજાર ગણું ઉતરતું છે. સમજ્યા તમે? રાજરાજેંદ્ર છો, માટે તમારા પ્રાણ નથી બચાવ્યા; પણ તમારો ચહેરો, નયનો અને સ્મિત, તમારા કરતાં હજાર ગણા ઉદાર ને સભ્ય પુરૂષને મળતાં આવે છે; માટેજ તમે બચ્યા છો. એ ઉદાર આત્મા ગરીબોનાં દુ:ખે દુ:ખી છે, તેની સાથેના સામ્યને લીધેજ તમારી જીંદગી બચાવવાને મન થયું છે."

આમ કહેતાં કહેતાં તેના મુખ ઉપર લાલી છવાઈ, અવાજમાં સહેજ ધ્રુજારી આવી.

રાજેંદ્ર આ સર્વ સ્તબ્ધ બની સાંભળતો હતો; તે લીલા દેવીને પ્રણામ કરી બોલ્યો: "શ્રીમતી, મને આજે બેવડું માન મળ્યું છે. એક તો તમારે હાથે બચવાનું અને બીજું તમારા જેવી બહાદુર સ્ત્રી જેને હૃદયથી ચાહે છે તેના ચહેરા જેવી આકૃતિ હોવાનું–પણ મને આભારના બોજામાંથી જરા મુક્ત કરો તો સારૂં તમારે જવુંજ હોય તો ગાડી તૈયાર રાધાકીશન તમારી સાથે આવશે. રાજેંદ્રના નસીબમાં તો દુ:ખજ લખેલું છે, કારણ કે તેને રાજતંત્ર ચલાવવાનું છે: પણ પ્રભુ તમને બન્નેને સુખી રાખે!"

"રાજા જો સત્યપ્રિય અને પ્રજાનું કલ્યાણ કરવાની કામના વાળો હોય તો રાજ્યતંત્ર એની મેળે સુધરે, અને પ્રજાને આશીર્વાદ સમાન થઇ પડે."

રાજેંદ્રે તેની સામે જોયા કર્યું; અને કહ્યું. "શું રાજામાં કદાચ એવા ગુણો નથી એમ તમે ધારો છો?"

"એમાં મારા ધારવાનો કંઇ સવાલ નથી. હું શી વિસાતમાં છું. પ્રજા–લોકવાણી એમ કહે છે, કે રાજા નાલાયક છે. રાજા સારો હોય તો પ્રજા સુખી થાય."

"શ્રીમતી, બોલો, છૂટથી દિલ ખોલીને વાત કરો."

"તો સાંભળો, રાજેંદ્ર! તમારે તો પ્રજાના પાલક બનવું જોઇએ, પિતા જેણ પુત્રપુત્રીનું પાલન કરે છે તેમ. તમારે તેના ઉપર જુલ્મ થવા ન દેવો જોઇએ, તેને દુઃખમાં સબડવા દેવી ન જોઇએ. તમે પોતે રાજા થઇને પ્રજાનું પાલન પોષણ કરવાને બદલે, પ્રજાનું સુખ અને કલ્યાણ સાધવાને બદલે તેનું રક્ત ચૂસી રહ્યા છો, એમ મેં સાંભળ્યું છે. વિદેશી મોજશોખની ચીજો તમે જાતે રાજમહેલમાં વાપરો છો અને પ્રજામાં તેનો છુટથી પ્રચાર થવા દો છો, એટલે પ્રજા કંગાળ બને છે, દેશના કારીગરો ભૂખે મરે છે અને દેશમાંથી સમૃદ્ધિનો નાશ થાય છે. તમે અત્યાર સુધી પ્રજાના મતની એટલી બધી અવગણના કરી છે, કે જ્યારે તમે મહને જમીન આપવાની ના પાડી, ત્યારે એ વાત કોઇએ માની નહીં, પણ અમારૂં મંડળ એ વાત માને છે."

"તમે મારી તરફ દયાની લાગણીથી બોલો છો, કારણ મારી આકૃતિ બીજા કોઇને મળતી આવે છે કેમ?"

"તમને મશ્કરી સૂઝે છે કેમ? તમારા જેવાને મારા હૃદયની ખુલ્લી વાત કહી દીધી, તેમાં મારી ભૂલ હું હવે સમજું છું. પણ તમે જાણો છો કે પ્રજાએ હજારો અરજીઓ આપી કે જુલ્મી કરો કાઢી નાંખો, પ્રજા કચરાઇ રહી છે: પણ એ અરજીઓનું કશું પરિણામજ આવતું નથી, કશો જવાબજ મળતો નથી. રાજેંદ્રને આ શોભે છે ખરૂં? પ્રજાના પરસેવામાંથી ઉત્પન્ન થએલા પૈસાથી આ તમારૂં સિંહાસન નભી રહ્યું છે. તે પ્રજા આમ દુઃખ પામે તે તમે જોયા

કરો છો ? પ્રજાને દુઃખી જોઈ તમે હસો છો ? તમે અનાજ ઉપર, કપાસ ઉપર, પાણી ઉપર, જમીન ઉપર કર નાંખો છો, મીઠા જેવી રોજના વપરાશની ચીજ ઉપર પણ વધુ પડતા કર નાંખો છો; પણ તમે કોઇ દિવસ માણસોને–સ્ત્રીઓ અને બાળકોને ભૂખ્યાં, રોટલાના ટુકડા માટે ટળવળતાં, આક્રંદ કરતાં જોયાં છે ? મેં એ દ્રશ્ય એકથી વધારે વાર જોયું છે, તે મારી આંખ આગળથી કદિ પણ ખસતું નથી. તમે સશક્ત માણસોને ચોરી કરતાં–રોટલાની ચોરી કરતાં જોયા છે! ચોરી! હા! પણ એ લોકો શા માટે ચોરી કરે છે તે જાણો છો? શું એમને ચોરી કરવાની લત પડી છે, શું એમને ચોરી કરવામાં કાંઇ આનંદ પડે છે? ના, ના, તેમ નથી. ભૂખનું દુઃખ અસહ્ય થઇ પડવાથી અને બીજો કોઇ માર્ગ ન મળવાથી તેઓ ચોરી કરે છે. પોતાનાં ભૂખે મરતાં બાળકો અને સ્ત્રીઓને રોટલાનું બટકું આપવા માટેજ તેઓ ચોરી કરે છે! આ તમારા સુવર્ણમય મહેલમાં આવી ત્યારથી મને તેજ દ્રશ્ય નજરે પડે છે. મારૂં ચાલે તો હું તમારા મહેલના રેશમી પડદાઓ વેચી નાંખું, મહેલના દરેક શણગારનું લીલામ કરૂં, પણ પ્રજાના એક પણ માણસને ભૂખ્યો સુવા ન દઉં. તમારા પ્રધાનો કહે છે કે તિજોરીમાં ભારે ખાડો પડયો છે, તળીયાઝાટક થઇ ગઇ છે! તમને પ્રજાનો પૈસો મળ્યો, દર વર્ષે મળતો જાય છે, તમે તે વેડફી નાંખ્યો અને હજી પણ વેડફી નાંખો છો. જ્યારે તમારી પ્રજા ભુખનાં દુઃખથી ત્રાસ પામી રીબાઇ રીબાઇને મૃત્યુને શરણે જાય છે. આવા રાજવૈભવ કરતાં હું તો ગરીબી વધુ પસંદ કરૂં, પણ પ્રજામાંથી કોઇને પણ ભુખે સુવા ન દઉં."

તે અટકી. બોલતાં બોલતાં તેના વાળનો અંબોડો છુટો પડી ગયો હતો. મોં ઉપર ગુલાબી સુરખી છવાઇ ગઈ હતી. રાજેંદ્ર તેના

મુખ સામે જોઈ રહ્યો અને બોલ્યો: "આ બાબતમાં હું તમને મદદ કરી શકું, પણ તે તો તમે મારી આકૃતિને મળતા આવતા પુરૂષને સોંપ્યું છે."

લીલાદેવી ઉપલા શબ્દો સાંભળ્યા ન હોય તેમ બોલી: "તમારા પ્રધાન મંડળને રૂખસદ આપો, સર તેમુલશાને કાઢો, તોજ કાંઇક પ્રજાને રાહત મળશે."

"શ્રીમતી, કહેવું સહેલું છે. સર તેમુલશાને તો મેં મુખ્ય પ્રધાન બનાવ્યો છે."

"મુખ્ય પ્રધાન! સર તેમુલશાને! તો, સાંભળો, રાજેંદ્ર, મારી છેલ્લી ચેતવણી. પ્રજામાં બળવો ફાટી નીકળશે, તેને નહીં તો તમે અટકાવી શકો અગર તમારૂં પ્રધાન મંડળ અટકાવી શકે. ગોળીબાર કરાવશો, તો નિર્દોષ પ્રજાના લોહીમાં તમારે સ્નાન કરવું પડશે. તમને આંખો નથી, તેથી પ્રધાન મંડળની લુચ્ચાઈ જોઇ શક્તા નથી. છતી આંખે તમે આટલા અંધ હશો તેની મને ખબર નહોતી. પ્રભુએ શા માટે પેલા મહાત્માના જેવું સ્વરૂપ તમને આપ્યું હશે?"

બોલતાં બોલતાં લીલાદેવીને શ્વાસ ચડયો અને આંખમાંથી બે મોતીના દાણા જેવાં બિંદુઓ ખરી પડયાં.

"શ્રીમતી, મેં આપનું ઘણું સાંભળ્યું. પણ મને લાગે છે કે દેશની કીર્તિ અને પ્રજાનું ભાગ્ય સહીસલામત છે. રાજ્યતંત્રનાં સર્વત્ર વખાણ થાય છે."

"તમને લાગતું હશે કે બધું સલામત છે, પણ યાદ રાખજો કે ઇતિહાસમાં તમારૂં નામ કાળા અક્ષરે 'મૂર્ખ રાજેંદ્ર' તરીકે કોતરાઇ રહેશે."

"શ્રીમતી! તમે બહુ સખ્ત ભાષા વાપરો છો. તમારી સાથે વાદવિવાદના ઝઘડામાં ઉતરવા હું ઇચ્છતો નથી. મારા જેવા નિર્માલ્યની જીંદગી બચાવવા માટે તમને પશ્ચાત્તાપ નહીં થાય એટલુંજ હું ઇચ્છું છું."

લીલાદેવીએ પ્રત્યુત્તર ન આપ્યો. નજીકનું દ્વાર ઉઘાડી રાજેંદ્ર ચાલ્યો ગયો. થોડીવાર પછી પ્રો. રાધાકીશન લીલાદેવીને ઘેર પહોંચાડી આવ્યો અને સાંજના રાજેંદ્રને મળ્યો.



# પ્રકરણ ૨૫ મું.

## અવધૂત સ્વામી.

રાજ્યનું મુખ્ય કારાગૃહ શહેરથી દુર સાત માઇલ ઉપર નિર્જન અરણ્યને સાફ કરી બાંધવામાં આવ્યું હતું. કારાગૃહની વ્યવસ્થા અને તેની અંદરના કેદીઓ સાથેનો વર્તાવ અસલની જંગલી, જુલ્મી રીતનું સ્મરણ કરાવતાં હતાં. કાયદાપુર્વક કેદીઓ ઉપર જુલ્મ ગુજારવામાં આવતો હતો. ચોરી કરવા માટે, પછી તે ગમે તે કારણથી કરવામાં આવી હોય, બાંધીમારની સજા કરવામાં આવતી હતી.

કારાગૃહમાં ઠેકઠેકાણે ભોંયરાંઓ, એકાંત કેદની કોટડીઓ તથા બાંધીમારની સજા કરવાની જગ્યાઓ ઉભરાઇ જતાં હતાં. રાજેંદ્ર ઉપર ખુની હુમલો કરનાર યુવકને આવા એક ભોંયરામાં પુરવામાં આવ્યો હતો, અને સંગીન ચઢાવેલા બે સંત્રીઓ સામાસામા ફરી પહેરો ભરી રહ્યા હતા.

પકડાયા પછી તે કોઈની સાથે બોલ્યો નહોતો. તેણે કોઇને તસ્દી આપી નહોતી. તેની પુરેપુરી સખ્ત ઝડતી લેવામાં આવી હતી, પણ તેની પાસેથી કશુંજ મળી આવ્યું નહોતું.

ધીમે ધીમે રાત પડવા લાગી અને બરાબર નવ વાગ્યે એક ધર્મગુરૂ જેવો દેખાતો મનુષ્ય જેલના દરવાજા આગળ આવ્યો. જેલરે રજા ચિઠ્ઠી જોઈ તેને નવા કેદીને મળવાની રજા આપી. ધર્મગુરૂને એકાંત કોટડીમાં લઈ ગયા. કેદીએ ઉંચું જોયું તો ધર્મગુરૂ નહિ, પણ અવધૂત સ્વામી દેખાયા; એટલે તે છલાંગ મારી લોખંડના સળીયા નજીક આવીને બોલ્યો; "દયા કરો, મારા ઉપર દયા કરો! પ્રભુની ખાતર દયા કરો!"

પેલો તડુક્યો: "ચૂપ રહે! અહીં આપણા ઉપર બધાની નજર છે. મને ઓળખતો ન હોય એમ દેખાવ કર. હું તો તને ઉપદેશ આપવા આવ્યો છું."

"હા. હું સમજ્યો. હું સ્વર્ગે જાઉં તે પહેલાં મને તૈયાર કરવા આવ્યા છો, મને આત્મજ્ઞાનનો ઉપદેશ આપી શાંતિ પમાડવા આવ્યા છો કેમ?"

અવધુતે તેની સામે તાકીને જવાબ આપ્યો: "સ્વર્ગ કે નર્કનો આધાર તો તારા કર્મ ઉપરજ છે."

"હા. હું જાણું છું કે ધર્માચાર્યો સ્વર્ગ કે નર્ક અપાવવાનો દાવો કરે છે, પણ હું તો તેની સત્તાની બહાર નીકળી ગયો છું."

અવધૂતે કહ્યું: "ઇશ્વરની પ્રાર્થના કર, કાંઇ નહીં તો પ્રાર્થના કરવાનો દેખાવ તો જરૂર કર. મારી પાસે આવીને બેસ." અવધૂતે ધીમેથી કહેવા માંડયું: "મૂર્ખ! તારા કાર્યમાં તું નિષ્ફળ ગયો છે!"

"મને ખબર છે."

"તો પછી તેં એવો પ્રયાસજ શામાટે કર્યો? કોના કહેવાથી? એમ કરવાનું તને કોણે કહ્યું હતું?"

બિચારા યુવકનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો: "કોણે કહ્યું? એક નહિ, પણ અનેકે?"

"તું જૂઠું બોલે છે. બીજાના ઉપર શામાટે દોષ ઢોળે છે? તને રસ્તે રખડતો હતો ત્યાંથી લાવીને પાળીપોષીને મોટો કર્યો, જ્ઞાન આપ્યું, અમારી પાઠશાળામાં ભણાવ્યો. તારૂં જીવનજ અમને આભારી છે, તો પછી?"

કેદી ઉભો થઇ ગયો ને બોલ્યો: "સબૂર કરો, તમે ભુલો છો. મારા સમગ્ર જીવનમાં મને એકજ પાઠ શીખવવામાં આવ્યો છે. હું એકજ સ્વપ્ન સેવી રહ્યો છું. મને તો એકજ બાબતનું ધ્યાન છે. વારાણસીના મઠની કીર્તિ કેમ વધે તેજ મારૂં સ્વપ્ન છે. હું મુખ્ય મઠને સ્વર્ગજ માનું છું; અને મહાધિકારીને પ્રભુ સમજું છું. તેની સત્તા કેમ પડી ભાંગી તે બાબતનું મને પુરેપુરૂં જ્ઞાન છે. તેની સત્તા ફરી કેમ જામે તેનો હું સ્પપ્નદષ્ટા થઇ રહ્યો છું–હતો. મેં ધાર્મિક ઇતિહાસ વાંચ્યો. રાજાઓ મઠના દુસ્મન લાગ્યા. અધુરામાં પુરૂં આ રાજેન્દ્રે મઠને જગ્યા આપવાની ના પાડી, તેથી મારૂં મન ઉશ્કેરાયું અને મઠના એ દુશ્મનને મેં ઠાર કરવાનો નિશ્ચય કર્યો. મારા તીવ્ર ખંજરે એ જુલ્મગાર–ધર્મ વિરોધી રાજેંદ્રનો જરૂર જીવ લીધો હોત, પણ તે બળવાખોર ટોળીની આગેવાન લીલાદેવી વચ્ચે પડી અને રાજેંદ્રનો જીવ બચી ગયો. પણ લીલાદેવી તો રાજાની દુશ્મન છે"

"અને હું પણ છું. મંદિરના તો આ ક્રાંતિવાદીઓ દુસ્મન છે, પણ તને પુરી ખાત્રી છે, કે તે લીલાજ હતી? અને તારા ખંજરથી તે મરી નથી? એને માટે તો અમે બીજા પ્રકારનુંજ મૃત્યુ નિર્માણ કર્યું છે. પણ, સાંભળ, ધ્યાન રાખ, આ તુળસીની માળા લે અને તેના ઉપર હાથ મુકી સોગંદ લે કે જ્યારે તને પ્રશ્ન પુછવામાં આવે ત્યારે મઠનું, મંદિરનું કે મહાધિકારીનું નામ પણ નહિ લઉં. માત્ર ક્રાંતિવાદીનુંજ નામ લેજે. તેની બળવાખોર ટોળીનું નામ આપજે અને કોર્ટમાં જુઠા સોગંદ ખાઇ કહેજે, કે હું ક્રાંતિવાદી ટોળીનોજ સભાસદ છું અને તેનાજ હુકમથી મેં આ સાહસ કર્યું છે."

"શું મારે જુઠું બોલવું?"

"નાદાન! જુઠું બોલવાથી ડરે છે! તો પછી ધર્મનું શું? મઠનું શું? મહાધિકારીનું શું? વિચાર કર અને જો નાહક લબૂ થતો

હો તો હું અત્યારેજ તારું ખુન કરીશ. રાજાને તો લીલાએ બચાવ્યો, પણ તને અત્યારે બચાવનાર કોઇ નથી."

યુવક ધ્રુજ્યો. તેને આખે શરીરે કમકમાટી છૂટી. તે બોલ્યો: "બોલો, હું તમારૂં કહેલું બધુંજ કરીશ. પોપટની માફક તમે કહ્યું છે તેમ બોલી જઈશ; પણ તેથી ધર્મને શો લાભ થશે?"

"લાભ ઘણો થશે. અત્યારે સામ્યવાદીઓનું પ્રાબલ્ય વિશેષ છે. તેઓ મહને ધર્મના કોઇ પણ પ્રકારને માનતા નથી. તેમાંથી સરોજ દેશપાંડે થોડા વખતમાં પ્રજાનો પ્રતિનિધિ થઇ રાજ્યતંત્રની લગામ હાથમાં લેશે; એટલે તે મંડળને અત્યારથી આમ છેદી નાખવાથી ધર્મને ઘણો લાભ છે. બોલ, હું કહું તેમ કહેજે અને અર્ધા કલાકમાં તને પાપમુક્ત કરી દઇશ અને તું સ્વર્ગનો અધિકારી થઈશ."

યુવક બિચારો દબાઇ ગયો. એટલામાં વિજળીની બત્તીનો પ્રકાશ બંનેની આંખોપર પડ્યા અને બાર હથિયારબંધ સિપાઇઓ રાજેંદ્રની સાથે દોડી આવ્યા અને ધર્મગુરૂની આસપાસ ફરી વળ્યા.

અવધૂતે શાપ આપતાં અપતાં કહ્યું. "કોણ? રાજેંદ્ર? રાજેંદ્ર?" તેનો ધાંટો ફાટી ગયો.

રાજેંદ્ર ધીમેથી બોલ્યો: "હા. રાજેંદ્ર! અને બરાબર સમયસરજ, અવધૂત, તમારી ઉપર દેશની સામે, પ્રજાની સામે તરકટો રચવાનું, કાવતરાં કરવાનું ગંભીર તહોમત છે. તમારો એકેએક શબ્દ મેં કાનોકાન સાંભળ્યો છે. માટે હાલ તુર્ત અહીંઆંજ મુકામ કરો." છેવટનું વાક્ય રાજેંદ્ર જરા તિરસ્કારયુક્ત હાસ્ય સાથે બોલ્યો. અવધૂતના શરીરમાં ભયંકર કંપ ઉઠ્યો તેનું મોઢું નિરતેજ બની

ગયું. મોઢા ઉપરથી લોહી ઉડી ગયું. રાજેંદ્રને એ સ્થળમાં એ વખતે જોવાની તેણે સ્વપ્નમાં પણ કલ્પના કરી નહોતી.

અવધૂતે મનમાં નિશ્ચય કરી કહ્યું: "અમે રાજાના હુકમને માન આપતા નથી. અર્ધા કલાકમાં મારૂં ખોળીયું અહીં પડી રહેશે, પણ આત્મા તો ધર્મને માટે ફરિયાદ કરવા ચાલ્યો જશે. પ્રજા ભલે રાજેંદ્રને માને, હું તો વારાણસીના મઠને અને મહાધિકારી દંડીસ્વામીને માનું છું."

રાજેંદ્રે પ્રત્યુત્તર આપ્યા વગર સિપાઇઓને ઈશારત કરી, એટલે તેઓ તેને બાંધીને બીજી કોટડીમાં લઇ ગયા.

પોલીસનો વડો સગુણસિંહ અને રાજેંદ્ર ગાડીમાં બેસી મહેલ તરફ જવા નીકળ્યા. ઝપાટાબંધ બનતા જતા બનાવો તેની આંખ આગળ એક પછી એક રજુ થતા હતા. તે વિચારમગ્ન સ્થિતિમાં ઘેર પહોંચ્યો.

બીજા દિવસે અવધૂતસ્વામીના મૃત્યુના સમાચાર ફેલાઇ રહ્યા. કેટલાંક મંદિરોમાં તેનો શોક દર્શાવવા સભાઓ મળી અને સ્વામીના આત્માને શાંતિ ઇચ્છવામાં આવી.



ચાલતી, અને તેના આ ભેદને લીધે લોકોને તેના લેખો માટે મોહ ઉપજ્યો હતો અને દરરોજ તેની સહીવાળા લેખો વાંચવા માટે પડાપડી થતી હતી.

મોટા બડેખાંઓ, આગેવાનો અને લોકનેતાઓમાં તે કદિ ભળતો નહિ; માત્ર સામ્યવાદીઓ અને ક્રાંતિકારક મંડળના સભ્યોજ તેને ઓળખતા. તે સરોજ દેશપાંડેનો જમણો હાથ બની ગયો હતો. સરોજને ગરીબો માટે પૈસાની જરૂર પડતી તો તે લઇ આવી આપતો. અનુયાયીઓ જોઇએ તો અનુયાયીઓ તેમજ સ્વયંસેવકો પુરા પાડતો. અને લીલાદેવીથી બીજે નંબરે તે ક્રાંતિકારક મંડળનો પ્રાણ થઈ પડયો હતો, અને લગભગ મંડળની પ્રવૃત્તિમાં તેની હાજરી અનિવાર્ય લાગતી હતી.

બીજી બાજુથી લીલાદેવીએ રાજેંદ્રની જીંદગી બચાવી હતી, તેથી ક્રાંતિમંડળમાં બડબડાટ થયો હતો, અને તે બનાવ પછી જ્યારે તેણે ઝોળીમાં હાથ રાખી જાહેરમાં દેખાવ દીધો ત્યારે તેને શરમના પોકારો અને જયનાદોથી મિશ્રિત આવકાર મળ્યો. તેણે સ્થિતપ્રજ્ઞની જેમ આ એમાંથી એકકેયની દરકાર કરી નહિ. તેણે હમેશની માફક મંડળમાં અગ્રસ્થાન લીધું. ધીમે ધીમે બડબડાટ વધવા લાગ્યો, એટલે તેણે પુછ્યું: "તમે શું માગો છો? બચ્ચાંઓની માફક ગણગણો છો કેમ?"

કોઇએ જવાબ આપ્યો નહિ. રાજુએ અને સરોજે સામ સામું જોયું અને સરોજનાં ભવાં ઉંચાં થયાં. તે બોલ્યો: "લીલાદેવી, તમારી જીંદગી આ મંડળને મૂલ્યવતી છે,-અને તે જીંદગી તમે રાજેંદ્રનો જીવ બચાવવા જોખમમાં નાંખી તેનો ખુલાસો કરશો. જુઓ, આપણો સાતમો નિયમ રાજ્યપદ્ધતિનો નાશ કરવાનો છે, તે તમે પાળ્યો નથી."

"અને રાજેંદ્રનું ચેતવણી વગર ખુન કરવું તમારા નિયમમાં છે? હથિયાર વગરના અહિંસાત્મક અને બચાવનો જરાપણ યત્ન ન કરનાર પણ શાંતિથી ઉભા રહેનાર મનુષ્યને મારવો કે મારી નાંખવા દેવો એ દુનિયામાં સહુથી હલકામાં હલકું, બાયલું, ધીક્કાર કૃત્ય છે અને તે કરનાર આખી પ્રજાનું મનુષ્યત્વ કેવા હલકા પ્રકારનું છે તે બતાવી આપે છે. આપણે તો રાજાના શાસનની પદ્ધતીનો નાશ કરવો છે. રાજેંદ્રનો એકનો વધ કરવાથી શાસનપદ્ધતિ થોડી નાબુદ થવાની છે. તેના પછી તેના કુંવરો ગાદીપર આવશે.

કવિ નાસીર બોલ્યો: "બરાબર છે, પણ આપણી વાર્ષિક સભા થોડા દિવસમાં થવાની છે તે દિવસે, લીલાદેવી, આપણે રાજેંદ્રના ખુન માટે લોટરી ખેંચવાની છે અને આપણામાંના એકને નસીબે તે આવેલું સમજજો."

"મને યાદ છે, પણ યાદ રાખો કે આપણે છ મહીના અગાઉથી ચેતવણી આપવી પડશે, એટલે તે બખ્તર પહેરીને ફરે. મેં જો રાજેંદ્રને ન બચાવ્યા હોત તો વગર વાંકે આપણામાંના કેટલાયે દંડાઇ જાત. માટે તમારે તો મારો ઉપકાર માનવો જોઇએ."

લીલાદેવીએ હસતાં હસતાં કહ્યું.

તેનો જવાબ સાંભળી દરેકના વિચારો બદલાઈ ગયાં અને બધાંનાં મોં હસતાં થઇ ગયાં.

સરોજે કહ્યું: "ખરેખર, તેજ વિચારથી તમે અમારે માટે તમારી જીંદગી જોખમમાં નાંખી રાજેંદ્રને બચાવ્યો?"

રાજાએ લીલાદેવી તરફ નજર નાંખી. લીલાની અને રાજાની આંખો મળી અને લીલાદેવીના ગાલ ઉપર લાલાશ દેખાઈ. તે ઉશ્કેરાઇને બોલી: "મને ફરી ફરી બોલવાની ટેવ નથી. સરોજ દેશપાંડે, મારે જે કહેવાનું હતું તે મેં કહી દીધું છે!"

રાજુ બોલ્યો: "લીલાદેવીના વર્તન વિષે શંકા કરવી, એટલે મંડળના આત્માની શંકા કર્યા બરાબર છે. સરોજ દેશપાંડે અને બીજાઓ, સાંભળો! તેમણે આપણે માટે આ સર્વ કરી આપણને બચાવ્યા, છતાં તેમના ઉપર શંકા લાવવી, એ જગતની એક મહાન સત્યનિષ્ઠ સ્ત્રી ઉપર શંકા કરવા સમાન છે."

બધાંએ તાળીઓનો હર્ષનાદ કર્યો અને ત્રણવાર લીલાદેવીની જય બોલાવી. ત્યાર પછી મંડળ વિખેરાવા માંડયું, એટલે મંડળના મંત્રીએ દરેકને વાર્ષિક સભાની યાદ આપી અને રાજુને તેના બે મિત્રોને જરૂર લાવવાનું કહ્યું.

રાજુએ પૂછ્યું: "પણ તમારો નિર્માણનો દિવસ એટલે શું?"

મંત્રીએ હૃદય તરફ અંગુલિનિર્દેશ કરી કહ્યું: "નિર્માણનો દિવસ એટલે કયામતનો દિવસ, અંતિમ નિર્ણયનો દિવસ. તે દિવસે દેશદ્રોહીઓનાં નામ કાપલીઓ ઉપર લખાશે. વળી બધી મર્દોના નામનીજ કાપલીઓ નીકળશે સ્ત્રીઓની સામે અમે વિગ્રહ કરતા નથી. એ નામની સામે લાલ ચોકડી કરવામાં આવે છે અને જેના હાથમાં તેવાં નામના ચિન્હવાળી કાપલી આવે તેણે તેને છ મહીનાની અંદર ચેતવણી આપીને ખતમ કરવો જોઇએ. જો કોરી ચિઠ્ઠી આવે તો એક વર્ષ માટે છૂટો છે."

"ધારો કે આપણા કવિના હાથે એવી ચિઠ્ઠી ચડે તો?"

"તો તેણે પણ ખૂન કરવુંજ જોઇશે."

ત્યાર પછી બધા વિખરાઈ ગયા.

વખત જતાં પ્રધાનમંડળની, ખાસ કરીને સર તેમુલશાની સ્વાર્થી રાજનીતિના છૂપા ભેદો ખુલતા ગયા. ધારાસભામાં તેના ઉપર વ્યંગમાં ટીકાઓ થવા માંડી. તેનો તે બહુજ ઠંડે પેટે જવાબ

આપ્યા કરતા; અને કહેતા કે 'જે કાંઇ મેં કર્યું છે તે બહુમતીથી કર્યું છે અને બહુમતી અનુસાર ચાલવા હું બંધાયેલો છું.'

સર બલુભાઇએ રાજીનામું આપ્યાની વાત બહાર પડી હતી; પણ રાજેંદ્રે તે સ્વીકાર્યું કે કેમ તે ચોક્કસ નહોતું. પ્રધાનમંડળની ઉપરાછાપરી બેઠકો મળતી હતી અને તમામ પ્રધાનોનાં વદન ઉપર એક પ્રકારની ગ્લાનિની છાયા પથરાઈ ગઇ હતી.

કેટલાકો માથું ધુણાવી રાજેંદ્રની ઉદ્ધતાઈ ઉપર ટીકા કરતા. પણ રાજેંદ્રે પોતાનાં નિત્યના કાર્યક્રમમાં જરાએ ફેરફાર કર્યો નહોતો તે પોતાના હમેશના કાર્યક્રમ પ્રમાણે ચાલ્યા કરતો હતો. તેણે ફક્ત ચાલાક અને હુશિયાર મનુષ્યો સાથે પ્રસંગ પાડવા માંડયો હતો. ગમે તેવા માણસોને પોતાના સંસર્ગમાં આવવા દેતો નહિ. તેણે જેમ બને તેમ સ્ત્રીઓની સાથે વાતચીત કરવાનું બંધ રાખ્યું હતું. વિદ્વાનો, વિજ્ઞાનશાસ્ત્રીઓ અને નવીન શોધકોને ખાસ આમંત્રણ આપીને બોલાવવામાં આવતા હતા અને બુદ્ધિશાળી પુરૂષોથી તે વીંટળાયેલો રહેતો હતો.

મહારાણીએ સખી મંડળમાંથી રાજેંદ્રની સ્ત્રીમિત્રોને રજા આપી અને ઉંચા કુળની અને ઉમરાવોની સ્ત્રીઓને આમંત્રણ આપવા લાગી. રાજ્યમહેલમાં આમ સુંદર ફેરફાર થતો ગયો. જેમને રાજ્ય દરબારમાંથી રજા મળતી, તે અસંતોષી, બળવાખોર મંડળીમાં જોડાવા લાગ્યા.

આ પ્રમાણે ક્રાંતિનો જ્વાળામુખી ધુંધવાતો હતો, ક્રાંતિ માટે દારૂગોળો તૈયાર થઇ ગયો હતો, તે માટે અગ્નિનો તણખો પડવાનીજ જરૂર હતી.

આ બધા વિચાર કરતો સર રઘુનાથ રાજ્યમહેલના પોતાના ઓરડામાં બેઠો હતો. એક પછી એક તે કાગળ લખ્યે જતો હતો.

કાગળ લખી બંધ કરી સીલ કર્યા, એટલામાં તેની બેન મધુમક્ષિકા આવી, અને રાજેંદ્ર મહેલમાં છે કે કેમ એવી ખબર પુછી.

સર રઘુનાથે માથું ઉંચું કરી જવાબ આપ્યો: "કેમ, બેન, રાજેંદ્રનું શું કામ છે? હજુ આવ્યા નથી."

"ના. સહજ, મારે કંઇ કામ નથી. મને તો મહારાણીએ ખબર કાઢવા મોકલી છે. પણ, ભાઈ, આ બધું શું ચાલી રહ્યું છે? મને નહિ કહો? આ ભેદી હિલચાલ શી ચાલી રહી છે? રાજેંદ્ર બહાર ફર્યાજ કરે છે. બધા જાણે છે કે રાણીવાસમાં હશે. રાણી પણ કહે છે કે રાણીવાસમાં છે; જ્યારે ખરી રીતે તે બહાર ફરતા હોય છે. વળી તેમના ઉપર હુમલો થયા પછી તેમણે બહુજ બહાર ફરવાનું રાખ્યું છે."

સર રઘુનાથ બોલ્યો: "બેન, એમાં બહુ ઉંડા ઉતરવા જેવું નથી. અને જાણીને શો ફાયદો છે?"

"ફાયદો કંઇ નહિ, પણ રાણીને બહુજ ફિકર થાય છે. તે એકાંતમાં છુપી રીતે આંસુઓ સારે છે અને પથારી આંસુથી ભીંજવી નાંખે છે."

"શું રાણી આંસુ સારે છે? બરફનો પર્વત આખરે પીગળ્યો કે શું? આરસપહાણના પુતળામાં લાગણીનો સંચાર થયો કે શું?"

સર રઘુનાથે પોતાની મૂછ આમળી કહ્યું: "નાની બેન, નકામી ઇંતેજારી શામાટે રાખો છો? ન જાણવાનું જાણવા શામાટે મહેનત કરો છો? વારૂ, પણ તમે જે વાત કરી તે ચમત્કાર જેવી લાગે છે. શું એ આરસની મુર્તિ સાચેજ આંસુ પાડતાં શીખી છે? અને રાજેંદ્ર ન હોય તો મને તેડી જવાનો હુકમ છે, ખરૂંને?"

તેની બેને હા કહી. તે પણ બિચારી ચિંતાતુર અને શ્રમિત દેખાઇ. તે ફરીથી એકવાર રાજેંદ્રના આવાસમાં ગયો અને ખાત્ર

ફરી આવ્યો, કે હજી રાજેંદ્ર પધાર્યા નથી. પછી બન્ને રાણીના આવાસ તરફ ચાલ્યાં.

અવાજ કર્યા વગર એક દ્વાર તેણે ઉઘાડ્યું અને સર રઘુનાથને નાક ઉપર આંગળી મૂકી ચૂપ રહેવા કહ્યું.

અંદર મહારાણી ખુબ ધ્યાનથી એક પુસ્તક વાંચતાં બેઠાં હતાં. એક હાથ વાળની અંદર હતો. બીજા હાથમાં પુસ્તક હતું. તેણે સફેદ કાશમીરી રેશમની સાડી પહેરી હતી.

સર રઘુનાથે રોજની માફક વંદન કર્યું, એટલે મહારાણીએ અધિરાઇથી એકદમ પ્રશ્ન કર્યો: "મહારાજા ક્યાં છે?"

આ ઓચિંતા પ્રશ્નથી તે સ્તબ્ધ થઇ રહ્યો.

મહારાણીએ કહ્યું: "મેં તમને નથી કહ્યું કે તેની જીંદગી માટે તમે જોખમદાર છો, છતાં તમે આટલા બધાં બેદરકાર રહ્યાં કે તેને જીવનદાન આપવાનું માન એક સ્ત્રીને મળ્યુ? વારૂ, રઘુનાથ, આ સ્ત્રી કોણ છે? તમે ઉભા રહી જોયા કર્યું અને એ સ્ત્રીને રાજેંદ્રને બચાવવાનું માન આપ્યું. પછી તમે તેને એક રાજકુંવરીની માફક લાવીને રાજ્યમહેલમાં તેની શુશ્રુષા કરી અને મને ખબર પડે તે પહેલાં તો વિદાય કરી. હું જાણું છું, કે તેનું નામ લીલાદેવી છે. મને બરાબર યાદ છે, અને રાજેંદ્ર અત્યારે મહેલમાં નથી, તો તમે તેની સાથે કેમ ગયા નથી?"

"મહારાણી, આજે કેટલાક દિવસથી મહારાજા એકલાજ જાય છે અને મને સાથે આવવાની ના પાડી છે. આપની આજ્ઞા પાળતાં મારે તેમની આજ્ઞા તોડવી પડે છે."

"ત્યારે શું એકલા ગયા છે?"

"હા. એકલાજ ગયા છે."

તે ઉઠી, પુસ્તક નીચે મૂકી આમતેમ આંટા મારવા લાગી. તેના મુખ ઉપર ક્રોધ, ગર્વ અને માનભંગની વાદળીઓ છવાઇ હતી. તેણે પોતાની સખીને નિશાની કરી જતા રહેવાનું કહ્યું. પછી રઘુનાથ સામે વિક્રાળ મુખે આવી ઉભી અને બોલી.

"સાચે સાચું કહી દો કે રાજેંદ્ર આજે કયાં ગયા છે? મારો એ તેમાં વાંક છે. મેં પણ આજ સુધી એમની અવગણના કરી છે. પણ રઘુનાથ, રાજેંદ્રની સલામતી માટે તમે જવાબદાર છો."

"રાણીજી, રાજેંદ્ર નિર્ભય છે. અત્યારે સેંકડો માણસો તેનું રક્ષણ કરે છે."

"તે તો હું જાણું છું, પણ તેને એક બીજો ભય છે"

"તો એ ભય કઇ બાજુનો છે તે પણ તમે જાણતાં હોવાં જોઇએ."

"ના. હું તે જાણતી નથી. તમે કહો."

"તમારી બુદ્ધિની લાગણીની પરીક્ષા થાય છે. એ ભય સ્ત્રીનો છે. મહારાણીજી, મે પણ ખૂબ વેઠયું છે. મને પણ પ્રેમનાં બાણ વાગ્યાં છે, અને તમારામાં પણ રાજેંદ્ર માટે કાંઇક દરકારની લાગણી ઉદ્‌ભવી હોય તો રાજેંદ્રનુ સાહસ કંઇક અંશે સફળ થએલું માનીશ. જે જમીન ઉપર કોદાળીના ઘા વધારે પડયા હોય તેમાં સારાં વૃક્ષો થાય છે, ફાલે છે અને ફળે છે. અને તમને પણ હૃદયના ઘા લાગેલા હોય ત્યારેજ બીજાની પીડા સમજી શકો એમ છો."

રાણી કશું બોલી નહીં અને સર રઘુનાથે આગળ ચલાવ્યું: "મને બોલવા દો, તો બધુંજ કહી નાંખું. રાજેંદ્રની સલામતીનો તમને ભય છે, પણ તેમને બળવાખોરની છરીની ધાસ્તી નથી કે તેમનાં કાવતરાંનો ભય નથી; પણ તમને જે ભય લાગે છે તે પ્રેમનો

ભય છે. એ પ્રેમના પાશમાંથી કોઇ બચ્યું નથી. પ્રેમના પંથની જ્વાળા પાવક છે, જે તેની અંદર પડે છે તે મહાસુખ માણે છે, જ્યારે તમારાં જેવાં આઘે ઉભાં રહેનાર દાઝે છે."

રાણીને કંપારી આવી, પણ સંયમ રાખી બોલી: "તમે નકામી વર્ણ-લાત કરો છો. પ્રેમમાં મને શ્રદ્ધા નથી."

"પણ ઇર્ષ્યામાં તો છેના?"

રાણી ધ્રુજતાં ધ્રુજતાં બોલી: "રઘુનાથ, શું બોલો છો તેનું ભાન છે?"

"મહારાણી, ક્ષમા કરો, આપ પ્રેમને તુચ્છકારો છો, પણ આપે પ્રેમ જોયો નથી. પ્રેમનાં ખાલી અડપલાંજ જોયાં છે. રાજેંદ્ર ગમે તેટલા ઢોંગ કરે પણ તેમના પ્રેમનું સ્થાન એકજ હોય-એકજ સ્ત્રી હોય. મારૂં પણ તેમજ છે અને ભય છે કે રાજેંદ્રે પણ પ્રેમનું સ્થાન મેળવ્યું છે. માફ કરજો, તમે મને સાચી વાત કહેવાનું કહ્યું એટલે મેં સાચી વાત કહી છે."

"અને રઘુનાથ, તમે એમ માનો છો, કે આ પ્રેમના સ્થાનની આ એક સ્ત્રીની હું અદેખાઈ કરૂં છું? જો એમ હોત તો અદેખાઇની આગમાં હું ક્યારનીયે ભસ્મીભૂત થઈ હોત."

"મહારાણીજી, તમારા જેવી મહાશયા સ્ત્રી ક્ષુલ્લક બાબતોની અદેખાઈ ન કરે, પણ જ્યારે પ્રેમની સર્વોપરી સત્તાની વાત આવે ત્યારે અને તેના પતિનો પ્રેમ કોઇ બીજા પાત્રમાં ઢળે ત્યારે આરસની પ્રતિમા પણ સળગી ઉઠે ભભુકી ઉઠે!"

"ઠીક, રઘુનાથ! તમારો બહુજ ઉપકાર થયો. પણ એ સ્ત્રીનું નામ લીલા છે, ખરૂંને? આપણે હજી પ્રભુ પ્રાર્થનામાંથી શ્રદ્ધા નથી ગુમાવી, માટે જાઓ, તમે રાષ્ટ્ર, પ્રજા અને રાજાનું કલ્યાણ થાય એ રીતે પ્રાર્થના કરો; હું પણ તેમજ કરૂં છું."

રઘુનાથ ચાલતો થયો. આજે તે બહુ બોલ્યો હતો. તેને લીલાના પ્રેમની ગંધ ઘણા વખતથી આવી હતી. એ વાત તેણે આજે મહારાણીને જણાવી તેની ચિંતામાં ભાગીદાર બનાવી.

તે મહેલમાં પાછો આવ્યો, ત્યારે રાજેંદ્ર કાંઇક લખવામાં ગુંથાયલા હત., રાજેંદ્રે રઘુનાથ સામે જોયું નહીં. તેમ કશું તેને પુછ્યું નહીં. એટલે રઘુનાથે બીજા કેટલાક કાગળો રાજાના ટેબલ ઉપર મૂક્યા; છતાં રાજેંદ્ર કશું બોલ્યા નહિ; એટલે તેણે ત્યાંથી ચાલતી પકડી.



# પ્રકરણ ૨૭ મું.



## આઝાદીનું ગીત.

ક્રાન્તિ! ક્રાન્તિ એ ઝડપી પાંખવાળી શક્તિ છે, જે અલ્પ સમયમાં લાખોની જનતાને પાંખમાં લઇને ઉડાડે છે. ક્રાંતિનાં બીજ કેમ રોપાય છે અને આવો ભયંકર ફાલ કેમ આવે છે તે કોઇ કહી શક્યું નથી.

ગીતામાં લખ્યું છે, કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે સમાજમાં અતિશય કચરો ભેગો થાય છે, ત્યારે ક્રાંતિ ઉત્પન્ન થઇ સમાજના કચરાને આગ લગાડી બાળી નાંખે છે.

ઇતિહાસમાં એવી પળ આવે છે, જ્યારે આવી જબરદસ્ત ક્રાંતિની જ્વાળા અટકાવી શકાય એવી હોય છે, રોકાય એવી હોય છે અને તેનો સારો ઉપયોગ થઇ શકે એમ હોય છે, તે પળે જો કોઇ વિરલ ચારિત્ર્યવાન વિશુદ્ધ આત્મા ધારે તો હજારોનાં લોહી રેડાતાં અટકાવી શકે છે; અને ક્રાંતિનાં બળોને ન્યાય, સત્ય, પ્રેમ અને અહિંસાને માર્ગે દોરી શકે છે. પણ જગતને કમનસીબે રાજ્યના સૂત્રધારોમાં આવી જાતની તાકાતની અને દીર્ઘદૃષ્ટિની હમેશાં ખામી હોય છે અને તેઓની નિર્બળતાને લીધે હજારો શૂરવીરો અને નિર્દોષોનાં નાહક બલિદાન અપાય છે. આ કારણથીજ પ્રજાસત્તાક રાજ્ય હમેશાં એક હથ્થુ સત્તા કરતાં વધારે લોકપ્રિય થાય છે.

પણ આપણા શાહેન્દ્રને પોતાની ખામીઓનું બરાબર ભાન હતું. પાટવીકુમાર હતો ત્યારે તેણે શીખવાની હજારો તકો ગુમાવી હતી. પણ રાજ્યાભિષેક થયા પછી તેણે મનુષ્યોનો, તેનાં ચારિત્ર્યોનો

અભ્યાસ કરવા માંડયો હતો અને ઘણો અનુભવ મેળવ્યો હતો છતાં પ્રધાનમંડળના કાર્યની આડે તે કોઈ દિવસ આવ્યો નહોતો. મહાધિકારીને જમીન ન આપીને તેણે પહેલુંજ કંઇ મહત્વનું કાર્ય કર્યું હતું; તેથી મહાધિકારીઓએ તેને અધર્મી, નાસ્તિક કહી બહિષ્કૃત કર્યો હતો. ભયંકર યુદ્ધની સામે તેણે જે નિશ્ચય દાખવ્યો તેની પ્રધાનમંડળને ખબર પડી હતી. સામાન્ય જનતા આ વાતથી નિર્લેપ રહી હતી.

હવે વધારે પ્રવૃત્તિ કરવાનો સમય આવી લાગ્યો હતો અને તેણે જાહેરમાં જનતાના લાભ માટે પોતાએ પ્રવૃત્તિ આગળ ધપાવી. તેણે મનમાં એક યોજના ઘડી રાખી હતી અને જ્યારે પહેલા બે ધડાકા તેણે કર્યા ત્યારે તે ધરતીકંપના આંચકા જેવા લાગ્યા. એક તો સર બલુભાઇનું મુખ્ય પ્રધાન તરીકે રાજીનામું સ્વીકાર્યું અને નવું પ્રધાનમંડળ રચવાનો ખરીતો પ્રકટ કર્યો. અને બીજો ધડાકો મહાધિકારીઓને દેશપાર કરવાનો હતો. આ બીજો ધડાકો એવી મતલબનો હતો કે અમુક તારીખ પછી જેજે મહાધિકારીઓ રાજ્યમાં માલુમ પડશે તેમને જનહિતને કારણે દેશપાર કરવામાં આવનાર હતા. આ પ્રકારની આજ્ઞાથી દંભી ધર્મગુરૂઓમાં હલચલ થઇ ગઈ, ખળભળાટ થઇ ગયો. પણ જનસમાજ રાજી થયો અને પ્રધાનમંડળના વડા તરીકે સર બલુભાઇથી નારાજ થયેલા પ્રજાજનો એકદમ રાજી થયા અને રાજેંદ્રની પ્રશંસા કરવા લાગ્યા.

પ્રો. રાધાકીશન જે ભૂખમરાનો ઇતિહાસ લખતો હતો, તે આ બધી બાબતનો વિચાર કરી રહ્યો હતો. તે બોલ્યો: "લોકલાગણીનું પૃથક્કરણ એમજ થાય છે. પહેલાં તો ભુખમરાથી શરૂઆત થાય છે, પછી જુલ્મી કરો અને કર ઉઘરાવનારાઓના જુલ્મ એ બીજું પગથીયું છે રોટલો મોંઘો થાય છે. કણીઆ કહે છે કે

અનાજ ઉપર સરકારે કર નાંખ્યો છે તેથી અનાજ મોંઘું થાય છે,
અને એ પ્રમાણે કરવેરાથી બીજી ચીજો પણ મોંઘી થાય છે. એથ જ
કહે છે કે અમારું જીવન મોંઘું થયું, એટલે અમારે ભાવ વધાર્યા
વગર ન ચાલે. આવી રીતે ભૂખમરાની લડાઈ ચાલે છે. એક આત્માની
ભુખ અને બીજી શરીરની ભુખ-આત્મા કહે છે કે 'એ જ્ઞાન મને
ગમતું નથી, રૂપિયા જોઈએ; લાવો બાળક માગે અન્ન, લાગું પાયજીએ.'
આ પ્રમાણે ભુખમરાની લડાઈ ચાલુ રહે છે. "ઠીક, પણ, કીર્તિનું
શું થયું ?"

એટલામાં બારણું ખખડ્યું અને સર રઘુનાથ અંદર આવ્યા.
"નમસ્તે! પ્રોફેસર, આજે રાજેંદ્ર નાટ્યગૃહમાં જવાના છે, અને
તમારે તેમની સાથે જવાનું છે.'

"વાહ! તો તો મજા પડશે! પણ તમારો ચહેરો ગુલાબી
થતો જાય છે તંદુરસ્તી સારી લાગે છે. આજે ખૂબ મજા પડશે.
રાજેંદ્ર પણ આનંદમાં છે ને?"

"હશે. પણ મને કાંઇ આનંદ નથી. પ્રજા અસંતોષી, વડો
પ્રધાન શિયાળ જેવો લુચ્ચો અને પત્ની ન થઇ શકે એવી સ્ત્રી સાથે
પ્રેમ-આ બધાંમાં આનંદ પામવા જેવું શું છે?"

"કાંઇ નહિ, પણ શિયાળ હજી વડો પ્રધાન થયો નથી અને
થશે કે કેમ તે શંકાસ્પદ છે."

"પણ, 'બેસી' કહે તો રાજેંદ્ર હજી પણ તેને વડો પ્રધાન
થતો અટકાવે ?"

અભ્યાસ કરવા માંડ્યો હતો અને ઘણો અનુભવ મેળવ્યો હતો છતાં પ્રધાનમંડળના કાર્યની આડે તે કોઈ દિવસ આવ્યો નહોતે. મહાધિકારીને જમીન ન આપીને તેણે પહેલુંજ કંઇ મહત્વનું કાર્ય કર્યું હતું; તેથી મહાધિકારીઓએ તેને અધર્મી, નાસ્તિક કહી બહિષ્કૃત કર્યો હતો. ભયંકર યુદ્ધની સામે તેણે જે નિશ્ચય દાખવ્યો તેની પ્રધાનમંડળને ખબર પડી હતી. સામાન્ય જનતા આ વાતથી નિર્લેપ રહી હતી.

હવે વધારે પ્રવૃત્તિ કરવાનો સમય આવી લાગ્યો હતો અને તેણે જાહેરમાં જનતાના લાભ માટે પોતાએ પ્રવૃત્તિ આગળ ધપાવી. તેણે મનમાં એક યોજના ઘડી રાખી હતી અને જ્યારે પહેલા બે ધડાકા તેણે કર્યા ત્યારે તે ધરતીકંપના આંચકા જેવા લાગ્યા. એક તો સર બલુભાઇનું મુખ્ય પ્રધાન તરીકે રાજીનામું સ્વીકાર્યું અને નવું પ્રધાનમંડળ રચવાનો ખરીતો પ્રકટ કર્યો. અને બીજો ધડાકો મહાધિકારીઓને દેશપાર કરવાનો હતો. આ બીજો ધડાકો એવી મતલબનો હતો કે અમુક તારીખ પછી જેજે મહાધિકારીઓ રાજ્યમાં માલુમ પડશે તેમને જનહિતને કારણે દેશપાર કરવામાં આવનાર હતા. આ પ્રકારની આજ્ઞાથી દંભી ધર્મગુરૂઓમાં હલચલ થઇ ગઈ, ખળભળાટ થઇ ગયો. પણ જનસમાજ રાજી થયો અને પ્રધાનમંડળના વડા તરીકે સર બલુભાઇથી નારાજ થયેલા પ્રજાજનો એકદમ રાજી થયા અને રાજેંદ્રની પ્રશંસા કરવા લાગ્યા.

પ્રો. રાધાકીશન જે ભૂખમરાનો ઇતિહાસ લખતો હતો, તે આ બધી બાબતનો વિચાર કરી રહ્યો હતો. તે બોલ્યો: "લોકલાગણીનું પૃથક્કરણ એમજ થાય છે. પહેલાં તો ભુખમરાથી શરૂઆત થાય છે, પછી જુલ્મી કરો અને કર ઉઘરાવનારાઓના જુલ્મ એ બીજું પગથીયું છે રોટલો મોંઘો થાય છે. કણીઆ કહે છે કે

અનાજ ઉપર સરકારે કર નાંખ્યો છે તેથી અનાજ મોંઘું થાય છે, અને એ પ્રમાણે કરવેરાથી બીજી.ચીજો પણ મોંઘી થાય છે. બધા.જ કહે છે કે અમારૂં જીવન મોંઘું થયું, એટલે અમારે ભાવ વધાર્યા વગર ન ચાલે. આવી રીતે ભૂખમરાની લડાઇ ચાલે છે. એક આત્માની ભુખ અને બીજી શરીરની ભુખ-આત્મા કહે છે કે 'એ જ્ઞાન મને ગમતું નથી રૂપિરાયજીરે; લાવો બાળક માગે અન્ન, લાગું પાયજીરે.' આ પ્રમાણે ભુખમરાની લડાઈ ચાલુ રહે છે. "ઠીક, પણ, કીર્તિનું શું થયું ?"

એટલામાં બારણું ખખડ્યું અને સર રઘુનાથ અંદર આવ્યા. "નમસ્તે! પ્રોફેસર, આજે રાજેંદ્ર નાટ્યગૃહમાં જવાના છે, અને તમારે તેમની સાથે જવાનું છે.'

"વાહ! તો તો મજા પડશે! પણ તમારો ચહેરો ગુલાબી થતો જાય છે તંદુરસ્તી સારી લાગે છે. આજે ખૂબ મજા પડશે. રાજેંદ્ર પણ આનંદમાં છેને?"

"હશે. પણ મને કાંઇ આનંદ નથી. પ્રજા અસંતોષી. વડો પ્રધાન શિયાળ જેવો લુચ્ચો અને પત્ની ન થઇ શકે એવી સ્ત્રી સાથે પ્રેમ-આ બધાંમાં આનંદ પામવા જેવું શું છે?"

"કંઇ નહિ, પણ શિયાળ હજી વડો પ્રધાન થયો નથી અને થશે કે કેમ તે શંકાસ્પદ છે."

"પણ, 'પેલી' કહે તો રાજેંદ્ર હજી પણ તેને વડો પ્રધાન થતો અટકાવે?"

"તો તો ઠીક. પેલી કીર્તિદેવીનું શું થયું? તમે તે દિવસે ત્યાં પકડાઇ ગયા હતા તેનો ખુલાસો હજી નથી કર્યો. વાહ! તે

દિવસે તમારું મોઢું મુરબ્બાની બરણીમાંથી મુરબ્બો ચોરતાં પકડાયલા છોકરાના મોઢા જેવું થઈ ગયું હતું."

"હા. ભાઈ હા. મુરબ્બો બહુ સારો."

"પણ, ભાઈ, રાજેંદ્ર હમણાં બહાર બહુ ભટકયા કરે છે."

"હા. ઘણી વાર ભટકે છે."

"પણ એમને એમ જવા દેવા એ તમને ઠીક લાગે છે?"

"એમને કોણ અટકાવે?"

"પણ શું એઓ સલામત તો છે ને?"

"મને તો લાગે છે."

પ્રો. રાધાકીશને સાંજ સુધી લખ્યા કર્યું, તે જ્યારે નાટયગૃહમાં જવાનો સમય થયો ત્યારેજ બંધ કર્યું.

રાજ્યના ઇતિહાસમાં તે રાત્રિ ચિરસ્મરણીય બની રહી. સુંદર નાટયગૃહ એક કલાની મૂર્તિ સમું હતું. નાટયગૃહમાં શહેરના આગેવાન સ્ત્રી પુરુષો, પ્રજાના નેતાઓ, સમાજના અગ્રણીઓ તથા રાજ્યના અધિકારીઓ અને સામાન્ય વર્ગ હાજર થયાં હતાં.

રંગબેરંગી સાડીઓમાં સુંદર સ્ત્રીઓ વધુ સુશોભિત લાગતી હતી. આજે નવા નાટકની પહેલી રાત હતી. રાજેંદ્ર પોતે પણ પધારવાના હતા; તેથી નાટયગૃહ ચિકાર હતું. રાજેંદ્ર મહારાણી અને બે કુમારો સાથે નાટયગૃહમાં પધાર્યા. એટલે તાળીઓના હર્ષનાદ થયા, પણ પાર્વતીદેવીના નૃત્ય માટે લોકોની ઇંતેજારી વધુ પ્રબળ હતી.

નાટકનું વસ્તુ બહુ મોટું નહોતું, પણ તેમાં સુંદર કવિતામય સંગીત વધારે હતું, અને સહુથી વધારે આકર્ષણ તો પાર્વતીદેવીના

પ્રેમ, અહિંસા અને પ્રમાણિકપણાને માર્ગે આઝાદી પ્રાપ્ત કરવાનું વ્રત લીધું છે. તમને આ ન છાજે, ન શોભે. તમે ક્રોધને વશ થઈ તોફાન ન જગવો. તમારે કોનું કામ છે?"

"વડા પ્રધાનનું!" ચારે બાજુથી એકી સાથે જવાબ મળ્યો.

"તે તો, જુઓ, સામે તમારા પરસેવાની સખ્ત મજુરીથી બાંધેલા પેલા ભવ્ય પ્રાસાદમાં રહે છે."

લોકોનાં ટોળાંને તે મકાન તરફ ધસતાં જોઈ તેણે હાથ ઉંચો કરી કહ્યું: "ધીરજ ધરો. તમે શું કરો છો તેનું ભાન છે? ધારો કે તમે તે મહેલને તોડી પાડયો, પણ તેથી શું? ધારો કે તમે તેને આગ લગાડી, પણ તેથીયે શું? ધારો કે તેને તમે પકડીને કાપી નાંખો, તોપણ શું? તમે તેને શહીદ બનવાનો મોકો આપશો. દરેક પત્રમાં તેની છબી અને પ્રશંસા આવશે. રાજ્યની ખાતર તેણે દેહનું બલિદાન આપ્યું એમ છાપાંઓમાં પ્રસિદ્ધિ થશે. તમે કાંઇ ખુની કે ફાંસીઆ નથી. તમારા પવિત્ર હાથ, તેના લોહીથી અપવિત્ર કરવાની જરૂર નથી. મૃત્યુ કાંઈ મુશ્કેલ નથી, ભયંકર પણ નથી; એ તો સાવ સહેલી બાબત છે. અને આવું મૃત્યુ તો વીરને શોભા આપે. તેને તો તમે શરમથી, શાપથી અને બહિષ્કારથી મારો."

લોકોમાં ફરી બડબડાટ થયો.

"મને લાગે છે કે હજુ તમે શાંત પડયા નથી. તમારામાં વૈરનો અગ્નિ જાગૃત થયો છે. હું જાણું છું, હું સમજું છું અને તમારી પાસે પ્રતિજ્ઞા લઉં છું કે આ મહીનો પુરો થાય તે પહેલાં હું વડા પ્રધાનની લુચ્ચાઇ જાહેર કરીને તેને પદભ્રષ્ટ કરાવીશ. આ પ્રતિજ્ઞા હું તમારી સમક્ષ અને તમારી ખાતર લઉં છું, અને જરૂર પાળીશ. મારા દેશ ભાઇઓ, મારા ઉપર વિશ્વાસ રાખો; બોલો, આપે છો કોલ? તમારૂં વચન માગુ છું!

# પ્રકરણ ૨૮ મું.



## રાજુ અને રાજેંદ્ર!

આ નવી જાતના ભયંકર તોફાનની ખબર પડવાથી લશ્કરી ટુકડી ઝપાટાબંધ આવી પહોંચી, અને હથિયાર ચમકવા લાગ્યાં. સગુણસિંહ પણ પોલીસની ટુકડી સાથે આવી પહોંચ્યો. તે શાંતિથી ઘોડા ઉપર આમતેમ ફરતો હતો અને રાજેંદ્રને નામે લોકોને શાંતિથી વિખરાઇ જવાનું સમજાવતો હતો.

ટોળું આમતેમ ફરતું હતું અને ઘડીએ ઘડીએ 'શરમ, શરમ,'ના પોકારો કરતું હતું. ટોળાંના લોકો શા કારણથી ઉશ્કેરાઇ ગયા હતા, તેમની કોઇને પણ ખબર નહોતી, અને બધાજ કોઇ આગેવાની લીએ તેની રાહ જોતા હતા.

એટલામાં નવા પ્રધાનની અટારી તરફ કેટલાક પથરાઓ ફેંકાયા અને ભયંકર ખૂનરેજી થવાને થોડીજ વાર હતી, પણ મર્હુમ રાજેંદ્રના પુતળાં આગળ એક મનુષ્ય ઉંચે ચડી મોટેથી બોલવા લાગ્યો. લોકોએ તેને ઓળખ્યો અને 'સરોજ દેશપાંડેની જય'નો ગગનભેદી ધ્વનિ ટોળાંમાંથી બહાર આવ્યો, સાથો સાથ મેઘ-ગર્જના જેવો તાળીઓનો પણ ગડગડાટ થયો, અને સ્વતંત્રતાના મહાન્ ઉપાસકને લોકોએ ઓળખી કાઢ્યો. તેનું સિંહ જેવું મોઢું સહુની નજરે પડ્યું અને જય ગર્જના શાંત પડી, એટલે તેનો બુલંદ અવાજ કાને પડ્યો:

"મિત્રો અને ભાઇઓ, શાંત થાઓ, ધીરા પડો. તમે શામાટે શાંતિનો ભંગ કરો છો? તમને શું જોઇએ છીએ? ન્યાય? હા. ન્યાય જોઇએ તો તમારે અન્યાયી ન થવું જોઇએ. તમે તો સત્ય

સમયને વીતતાં વાર લાગતી નથી. રાજેંદ્ર પ્રધાન મંડળને મળ્યો અને સરોજ દેશપાંડેએ વડા પ્રધાનને બરતરફ કરવાનો ઠરાવ કરવા એક મોટી વિરાટ સભા બોલાવી. રાજસભામાંથી પ્રધાનો વીલે મોઢે પાછા ફર્યા અને પ્રજાની સભામાંથી લોકો ઉત્સાહભેર છુટા પડયા.

આ બનાવ બન્યા પછી એક શાન્ત અંધારી રાત્રિએ મોઢે બુરખા નાંખેલા કેટલાક મનુષ્યો એકલા કે બબ્બેની જોડીમાં સરોજ દેશપાંડેના ઘર આગળ આવતા જતા દેખાયા. દર ાનને આવશ્યક પરવાનો બતાવી તેઓ અંદર દાખલ થતા હતા.

અંદરના ઓરડામાંથી ટેબલ વગેરે ખસેડી નાખવામાં આવ્યાં હતાં અને ઉતરતા ચઢતા ક્રમમાં ગોઠવેલી તેર બત્તીઓ નજરે પડતી હતી. વચ્ચોવચ્ચ એક લાલ રંગનો દીપ ઝળક્યા કરતો હતો અને ત્યાં ભેગા થયેલા ક્રાંતિકારક મંડળના સભાસદો વાતો કરી રહ્યા હતા.

ક્રીસ્નાએ રાજુને કહ્યું; "જોયો આજનો રંગ? ૭ બત્તી આ બાજુ ને ૭ બત્તી પેલી બાજુ. વચમાં લાલ રંગનો દીવો; આજ કોઇનું લોહી રેડાશે એમ લાગે છે."

રાજુએ જવાબ ન આપ્યો. આજે તો ચિઠ્ઠી નાખવાનો દિવસ છે. જેના નસીબમાં ખુન કરવાનું આવે તેનાં કમભાગ્ય!"

ક્રીશ્નાએ કહ્યું. હું તો ડરૂં છું."

"ડર નહિ તારૂં કામ હું ઉપાડી લઇશ."

તેઓ રસ્તો ફરી આગળ ચાલ્યા અને સરોજ તથા લીલાદેવી બેઠાં હતાં ત્યાં પહોંચ્યા.

લીલાદેવી આજે સફેદ પુણી જેવી લાગતી હતી. તેની ચાલમાં

તેના મુખ ઉપર એકદમ રતાશ છવાઇ ગઇ. તેને પોતાનું ભાન આવ્યું. તે કાંઇ યુવતી નહોતી. તેની આંખોમાં જુવાનીની ચમક નહોતી. તો પછી તેને પ્રેમના વિચારો શામાટે આવવા જોઇએ? તેને પ્રેમી જોઇએ તો સરોજ-ઝતુની સરોજ તેનો પ્રેમી હતો. પણ તેને તે વડીલ તરીકે માનતી, એટલે તેને માટે પ્રેમને અવકાશ નહોતો.

તેણે પોતાનું જીવન દેશ-સેવામાં ગાળવાનો વિચાર કર્યો હતો, જીવનનો અને પ્રેમનો ભોગ આપવાની પ્રતિજ્ઞા કરી હતી. અત્યારે પ્રેમે તેની પ્રતિજ્ઞા ઉપર વિજય મેળવ્યો હતો. તેને સમજાયા વગર તેના દિલનો કબ્જો લીધો હતો. તે કામમાં એટલી બધી ગુંથાએલી રહેતી, કે તેને પોતાના શરીરનું ભાન ન હતું. તે સમજી શકી કે જ્યાં સરોજ હવાઈ કિલ્લા બાંધતો, ત્યાં રાજુ વિજય પ્રાપ્ત કરી કાર્ય પાર પાડતો.

બહાદુર સ્ત્રીહૃદય વીરપુરૂષના હૃદયને પિછાની શક્યું. ઘણીવાર મંડળમાં ફાટફુટ પડી બે પક્ષો પડી જવાનો વખત આવતો; એક પક્ષ ખુનામરકીનો હિમાયતી હતો, બીજો અહિંસાનો ઉપાસક હતો. આ સમયે બન્ને પક્ષોને રાજુ સાથે રાખતો. રાજુનો શાંત સ્વભાવ, નિઃસ્વાર્થતા અને વીરતાની તે છુપી રીતે પ્રશંસા કરતી અને હૃદયમાં તેના પ્રેમના અંકુરને સીંચતી.

રાજ્યતંત્ર પ્રજામાં અપ્રિય થઇ પડયું હતું એ વાત ચોક્કસ હતી. ઠેકઠેકાણે રાજ્યતંત્રનો વિરોધ કરવા સભાઓ ભરાઇ. ચંદનદાસ દુધવાળાનાં છાપાંમાં રાજેંદ્રનાં વખાણ આવ્યા કરતાં જ્યારે તેના હરીફ પત્રની અંદર રાજુની સહીવાળા લેખો લોકોનું ખાસ ધ્યાન ખેંચતા. તેમાં રાજેંદ્ર ઉપર પણ હુમલા આવતા. રાજેંદ્રનું ધ્યાન તે તરફ ખેંચતાં તે એવું કહેતો કે 'હશે, ભલે આવતા હું કાંઇ છાપાં વાંચતો નથી.'

કદ અને કદાવર શરીરથી બધાથી જુદો પડતો હતો. તે બોલ્યો:
'મારા સરદાર, હું તો મદ્રાસી છું, તમારી ભાષા પણ પુરી જાણતો
નથી. પણ હું એમ પુછું છું કે રાજેંદ્રનું ખુન કરવાથી
લાભ શો છે?"

"લાભ તો કંઇ નહિ, પણ દેશ જાણશે કે અમે અન્યાયની
સામા ઝઝુમીએ છીએ."

"પણ રાજેંદ્ર કાંઇ અન્યાયી છે?"

"તમને શંકા છે?"

રાજાએ કહ્યું: "ક્રીસ્ના, બેસી જા. મને રાજેંદ્રની બધી
રીતભાતની માહિતી છે."

સરોજે કહ્યું: "આજે ચર્ચા કરવાનો બહુ વખત નથી. દરેક
માણસ બહાદુરીથી આગળ આવે અને ચિઠ્ઠી ઉપાડે. જે ડરતા હોય
તેમને હિમ્મત રાખવા કહું છું, કારણ કે સઘળા સભાસદો તેમને
મદદ કરશે. માટે બધા ઉભા થઇને એકી સાથે ભયંકર પ્રતિજ્ઞા
લો કે—"પ્રભુના સોગંદ ખાઇને કહીએ છીએ કે આઝાદીના પવિત્ર
નામની ખાતર આજે જેના નામ ઉપર લાલ ચોકડી આવશે તે
પુરૂષને અમે પવિત્ર માની તેનું રક્ષણ કરીશું અને તેનુ રક્ષણ કરવા
મૃત્યુનો ભય પણ નહિ રાખીએ; એમાં જરા પણ ગફલત કરીએ
તો અમારા ઉપર લ્યાનત વર્ષજો."

બધાએ ગંભીર મુખ રાખી પ્રતિજ્ઞા લીધી અને સભામાં ભયંકર
શાંતિ સ્થપાઇ ગઇ. પ્રતિજ્ઞા પૂરી થઇ એટલે સરોજ બાજુએ ઉભો
રહ્યો અને લીલાદેવી માટે જગ્યા કરી.

તેણે કોફીન જેવી પેટી સભાસદો સામે ફેરવી. કાળા અબનૂસના
લાકડાની કફન જેવી ભયંકર લાગતી પેટી આગળ સફેદ દૂધ જેવા

નરમાશ હતી. નીચું વદન રાખી તે જમીન તરફ જોઈ રહી હતી. રાજુની સામે તેણે શોકસૂચક સ્મિત કર્યું. કાળા પડદાવાળી મેજને એક છેડે તે બેઠી અને બીજે છેડે સરોજ બેઠો; એટલે નાસીર અહમદ ટેબલ ઉપર ચઢી બધાનાં નામો ધીમેથી બોલવા લાગ્યો.

તમામનાં નામ લેવાઇ ગયા પછી અને તમામ હાજર છે, એમ નક્કી થયા પછી બારણું બંધ કરવામાં આવ્યું અને સરોજે સર્વને ઉદ્દેશી કહેવા માંડયું.

"મિત્રો આજે આપણે કયા કયા દેશદ્રોહીનાં રક્ત રેડવાં તેનો નિર્ણય કરવા એકઠા થયા છીએ. આજે પહેલો નંબર સર તેમુલશાનો આવે છે. જે સભાસદને તેના નામની ચિઠ્ઠી મળે તેને હું નસીબદાર ગણું છું. બીજો છાપાનો અધિપતિ ચંદનદાસ દુધવાળો છે. ત્રીજો સર બબુભાઈ છે. તેણે રાજીનામું આપી દીધું છે, પણ બધાં દુ:ખનું મૂળ કારણ એજ છે. માટેજ તે ફરીને રાજીનામું આપી છટકી જવા માગે છે, તેણે રાજ્યના લશ્કરની તથ નૌકા સૈન્યની બધી છૂપી બાતમી પરદેશમાં પહોંચાડવામાં મદદ કરી છે, માટે એવા દેશદ્રોહીને તો સ્વર્ગમાંજ પહોંચાડવો જોઇએ. અને છેલ્લે રાજેંદ્રનું નામ આવે છે. તેણે પોતાના અમલમાં પ્રજાના લાભ માટે કશુંજ કર્યું નથી. લીલાદેવીએ તેને જાન બચાવ્યો ત્યારે પ્રજા તરફથી લીલાદેવીએ તેને જે વિનંતિ કરી હતી તેના ઉપર તેણે બિલકુલ લક્ષ આપ્યું નથી. જે લીલાદેવીએ તેની જીંદગી બચાવી આપણા બધાનો ગુસ્સો વહોરી લીધો તેની એક પણ માગણી તેણે સ્વીકારી નથી. આ અપમાન માટે જે નસીબદારના નામે રાજેંદ્રને મારવાની ચિઠ્ઠી આવે તેને હું અત્યારથીજ અભિનંદન આપું છું."

પળવાર બધાજ સ્તબ્ધ બની ગયા. ક્રીસ્ના ઉઠ્યો; તે પહાડી

ગોરા હાથવાળી અને કાળા સોનેરી વાળ છૂટા મૂકી ઉભેલી લીલાદેવી અદ્ભુત દેવીની મૂર્તિ સમી લાગતી હતી. તે આવીને ઉભી કે તુર્તજ સરોજ બોલ્યો:

"દરેક મનુષ્ય આગળ આવો અને ચિઠ્ઠી ઉપાડો. જેને ખાલી આવશે તેને એક વર્ષ માટે છૂટી મળશે પણ જેના નામ ઉપર લાલ નિશાની આવશે, તેણે તેને માથેજ છૂટકો છે!"

દરેક સભાસદ ઉભો થઈ લીલાદેવી પાસે આવી 'નમસ્તે' કરી વાસણમાંથી ચિઠ્ઠી ઉપાડતો ગયો. કેટલાકના ચહેરા ફિક્કા હતા, કેટલાક નામરજીથી આવતા હતા. જ્યારે રાજુનો વારો આવ્યો ત્યારે તેણે લીલાદેવીની સામે જોયું તો તે શબવત્ ઉભી હતી.

બધી ચિઠ્ઠીઓ ઉપાડાઈ ગઇ, એટલે નાસીરે બત્તીઓ પ્રકટાવી. જેની ચિઠ્ઠીઓ ખાલી આવી હતી તેમણે છૂટકારાનો દમ ખેંચ્યો. પણ રાજુ પોતાની ચિઠ્ઠી વાંચતાં સ્તબ્ધ થઈ ગયો. તેના નામ ઉપર 'રાજેંદ્ર' એમ લખેલું હતું. અને સરોજના શબ્દો હજી તેના કાનમાં ગાજતા હતા કે 'જેના ઉપર 'રાજેંદ્ર' નું નામ આવે તેણે થોડા વખતમાં બધું પૂરું કરવું.'

તેનું હૃદય ધબકવા માંડ્યું. દુનિયાના નાટકમાં કોઇએ ન ભજવ્યું હોય એવું નાટક ભજવવાનો વારો આવ્યો. જીવનની શેતરંજની રમતમાં તેને મુખ્ય દાવ ખેલવાનો સમય આવ્યો. તેનું મગજ ભમવા લાગ્યું, તેની નાડીઓ જોરથી ધબકવા લાગી. તેની આંખો લીલાદેવી તરફ ફરી. શરીરમાં દૈવી ચેતન આવતું હોય એમ લાગ્યું. સમિતિના સભ્યો એક પછી એક સરોજ પાસે જતા દેખાયા, પણ પોતે સ્વપ્નમાં હતો, કે જાગ્રત અવસ્થામાં હતો તે ઘડીભર નક્કી ન કરી શક્યો.

છે અને એ જવાબદારી હું ઉપાડીશ. મારા એ મિત્રોને કૃપા કરીને તેમની જગ્યાએથી કુદી પડતા અટકાવો. તેમને મારી અદેખાઇ આવે છે."

બધા હસવા લાગ્યા, પણ રાજુએ આગળ ચલાવ્યું. "મને આનંદ થાય છે, કે સિંહાસન ઉપરથી એક નાલાયકને નાબુદ કરવાનું કામ મને મળ્યું છે રાજેંદ્રના ગુન્હાઓથી હું કાંઇ અજાણ નથી; અને સરોજ કહે છે, તેમ હું હવે પળવાર પણ થોભનાર નથી."

આમ કહેતામાં તેનો હાથ અંદરના ગજવામાં ગયો અને ચમકતી કાતીલ પીસ્તોલ બહાર આવી. રાજુએ પીસ્તોલનું મોઢું પોતાની છાતી તરફ ફેરવ્યું: આ જોઈ બધા હબકી ગયા. દુઃખથી, અજાયબીથી, ગભરાટથી કેટલાકોએ ચીસ પાડી.



અને તે તો મરવા માટે બહાદુરીથી તૈયાર હતો. અને તેઓ તેનો જાન બચાવવાને બંધાયેલા હતા.' આવા વિચારો સરોજને આવ્યા.

રાજેંદ્રનું કદાવર શરીર આજે બળવાખોર ટોળીની સામે કોઇપણ જાતની ધાસ્તી કે ચિંતા વગર ઉભું હતું. તેની જીંદગીનું મહત્ત્વનું કાર્ય એક પળમાં સરી જતું લાગ્યું. તે એક ઘાયલ થયેલા પ્રાણીની માફક ચિત્કાર નાંખી બોલ્યો: "પ્રભુ! પ્રભુ! મારી જીંદગીનું કાર્ય ધુળધાણી થઇ જાય છે."

રાજેંદ્રે તે સાંભળ્યું. તે તેના આગળ ઘુંટણીએ પડેલી લીલાદેવીને ઉઠાડી તેના હાથ ધીમેથી દબાવીને તેના કાનમાં બોલ્યો: "બીશો નહિ." પછી નિશાની કરી પાસેની ખુરશીપર બેસવા કહ્યું.

તે બેઠી, પણ તેની ચપળ આંખો રાજાના રક્ષણ માટે ચોગરદમ ફર્યા કરતી હતી

રાજેન્દ્રે સરોજને કહ્યું: "સરોજ, હું તમારા હાથમાંજ છું. તમારી આજ્ઞાની રાહ જોઉં છું. તમારી પાસે હથિયાર છે; બધા મિત્રોના પાસે પણ છે. અને લીલાદેવીએ મારૂં હથિયાર છીનવી લીધું છે; પણ મને ઉંચીનાં હથિયાર ઘણાં મળશે. બોલો, શું કહો છો? હું રાજેંદ્રને મારી નાખું કે તમે મારો વધ કરશો?"

સરોજ મુંગો થઇ ગયો. તેનું શરીર કંપી ઉઠ્યું. રાજેંદ્રે તેના ખભાપર હાથ મુકયો અને કહ્યું: "મિત્ર, હું તમારો હંમેશનો આશ્રયબંધ જ છું. તમારૂં કાર્ય ગયું એમ તમે કહો છો, પણ ના, તમે સૌકાને છત્યા છે અને હવે પ્રજાના રાજાને જીત્યો છે."

સરોજે આંખો ઉંચી કરી, પણ કાંઇ બોલી શકયો નહિ. સાધારણ મનુષ્યોની માફક ખાઇ પીઇને જીંદગી ગુજારવા કરતાં કંઇક અસામાન્ય કરી બતાવવાની ઇચ્છા, રાક્ષસી મહત્ત્વાકાંક્ષા તેને

તેની હિમ્મત અજબ હતી, તેનું ધૈર્ય અસામાન્ય હતું. સરોજે તેનો હાથ પડતો મૂક્યો અને તે રાજેંદ્રની સ્હેમાં તણાયો

બધા સભાસદો એક સાથે પીઠાસન ઉપર ધસવા લાગ્યા. સર રઘુનાથ અને પ્રો. રાધાકીશને દોડીને રાજેંદ્રને પડખે ઉભા રહી સભાસદોને રાજેદ્ર તરફ ધસતા અટકાવ્યા. ઘોંઘાટ અને ગરબડ વધી પડ્યાં. "દ્રોહી", 'છૂપો જાસુસ', એવા અવાજો નીકળવા લાગ્યા; પણ રાજેંદ્રની પાસે આ ભૂખ્યા વરૂઓ પહોંચે તે પહેલાં લીલાદેવીએ પોતાના શરીરને વીજળીની ઝડપથી આગળ કરી રાજેંદ્રના હાથમાંથી પીસ્તોલ ઝુંટાવી હવામાં અદ્ધર ફોડી.

આ અવાજથી બધા ચમક્યા લીલાદેવીની આંખમાં કોઇ અજબ ચમકારો દેખાયો. તે બોલી: "પહેલાં મારા શરીરને ગોળીથી ચારણી જેવું બનાવો, પછી રાજેંદ્રને મારો. પ્રથમ મારા શરીરમાં ખંજર ભોંકી દો, પછીજ રાજેંદ્રને ખંજરથી મારો. રાજેંદ્રની પાસે પહોંચવું હોય તો પ્રથમ મારા લોહીના ખાબોચીયામાં ભીંજાઇને પછી ત્યાં પહોંચો. તમામ એકદમ પાછા હટી જાઓ. તમે શું કરો છો? રાજેંદ્ર કે રાજુ, રાજા કે નોકર ગમે તે હોય; છતાં તે સહુથી બહાદુર મનુષ્ય છે. તમારામાં હિમ્મત હોય તો અડી જુઓ એના શરીરને. હું આડી ઉભી છું. તમે હમણાંજ લીધેલી પ્રતિજ્ઞા યાદ કરો."

બોલતાં બોલતાં તેના મોં ઉપર અજબ તેજ ફરી વળ્યું અને તે શ્રદ્ધાની અજબ મુર્તિ સમી દેખાઇ.

તેણે સત્ય કહ્યું હતું. રાજેંદ્ર કે રાજુ તેમનોજ સાથી હતો. તેણે હજારો વખત મંડળીના કામમાં મદદ કરી હતી. બધા સભાસદોએ હજી હમણાંજ તેનો જાન બચાવવાની પ્રતિજ્ઞા કરી હતી,

રાજેંદ્રની વીરતા અને હિમ્મત જોઇ બધા તેનાં વખાણ કરવા લાગ્યા અને છેવટે આ બળવાખોર મંડળીના સભ્યોએ 'રાજેંદ્ર' ની જય બોલાવવા માંડી.

વાતાવરણ શુન્ય હતું. લીલાદેવી શાંત બેઠી હતી; પણ તેનું હૃદય ઉછળા મારતું હતું. તેણે રાજેંદ્રની આગળ રાજુ માટેનો પ્રેમ કાંઇક અંશે વ્યક્ત કર્યો હતો, તે વાત તેને યાદ આવી. અને તેના મુખ ઉપર શરમના શેરડા પડયા. તેનામાંથી વિચાર કરવાની શક્તિ ચાલી ગઇ.

ફરી એકવાર રાજુ અને રાજેંદ્રની જય બોલાઈ અને સભાસદોમાં ખૂબ હલચલ મચી ગઈ. એવામાં રાજેંદ્રે હાથ ઉંચો કરી બધાને શાંત પાડયા અને દ્રઢતાથી કહ્યું: "દોસ્તો, તમારી શ્રદ્ધા માટે ઉપકાર માનું છું. મારૂં હૃદય તમારા હૃદયની સાથેજ ધબકારા મારે છે. મારો આત્મા અને તમારો આત્મા એકજ છે. નસીબે-દૈવે મને રાજેંદ્ર બનાવ્યો છે. તમે ખુલાસો માગો છો, તો હું ખુલાસો કરવા ઉભો થયો છું. હુ જે કહુ છું તે સાચા દિલથી કહું છું. જ્યારે હું તમારા મંડળીનો સભાસદ થયો ત્યારે તદ્દન શુદ્ધ ભાવથીજ થયો હતો. મારે ફક્ત તમારૂં ધ્યેય જાણવાની ઉત્કંઠા હતી અને તે હું જલ્દી કેમ પાર પાડી શકું એવી ધગશ હતી. જ્યારે લીલાદેવીના પવિત્ર રક્તમાં મેં સહી કરી ત્યારે શું કહ્યું હતું તેનો ખ્યાલ કરો. તમે મારો દેશ અને જાત પૂછી, તે વખતે મેં જવાબ આપ્યો કે 'હું ગુલામ છું અને ગુલામને દેશ કે જાત હોતી નથી' અને દુનિયામાં રાજા સિવાય કોઈ મોટો ગુલામ નથી; તે વાત તમે જાણો છો. દીન અને રીવાજો તેમજ પ્રણાલિકાથી જકડાયેલા રાજારૂપી કેદીને બાહુજ ગુલામી દશામાં રહેવું પડે છે. તે જે કાંઇ કરે તે ટીકાપાત્ર થાય છે. તેની પ્રત્યેક હિલચાલ ટીકાપાત્ર બને છે;

કોરી ખાતી હતી. આજે રાજેંદ્રની મહત્તા અને નિડરતાની સરખામણીમાં તે પોતે તુચ્છ લાગો. એના પગ નીચેથી પૃથ્વી સરતી હોય એમ લાગ્યું.

રાજેંદ્ર બોલ્યો: "સરોજ! મારામાં વિશ્વાસ રાખ. તારા રાજુમાં જેવો વિશ્વાસ હતો તેવોજ વિશ્વાસ રાજેંદ્રમાં રાખ. હું તમારો સાથી છું. તમારો વિશ્વાસઘાત કરી તમને દગો દેવા હું આવ્યો નથી. મંડળના સિધ્ધાન્ત પ્રમાણે આપણે એક બીજાના દુશ્મન છીએ. મને તમારી સેવા કરવાની ફક્ત એકજ તક આપો. તમે આ મંડળના સરદાર છો. તમે આજ્ઞા કરો. હું તે ઉઠાવવા બંધાયેલો છું. તમે સરદાર છો અને હું સિપાઇ છું!"

"રાજેંદ્ર તમે ખરેખરા વીરપુરુષ છો તમે રાજેંદ્ર હશો એમ હું માની શકતો નથી." આ પ્રમાણે શરૂઆત કરી સરોજ વિશેષ બોલ્યો: "મિત્રો, આવા સાથીના સહવાસથી તમને કોઇ પણ પ્રકારનું નુકસાન નહીં થાય. જેના ઉપર આપણને પ્રેમ છે, જેની સાથે આપણે કાર્ય કર્યું છે, તે રાજેંદ્ર છે માટેજ આપણો સભ્ય મટી જતો નથી. લીલાના લોહીથી હસ્તાક્ષર કરી તે આપણો મિત્ર બન્યો છે. હું વધારે ખાસ કહેતો નથી."

સભાસદો બૂમ પાડવા લાગ્યા. "ખુલાસો માગો, તેની પાસે સોગંદ લેવડાવો!"

રાજેંદ્ર એક ડગલું આગળ આવી બોલ્યો: "ખુલાસો હું હમણાંજ કરૂં છું અને સોગંદ તો મેં ક્યારનાયે લીધા છે. વળી મારા શરીરનું રક્ષણ કરવા તમે હમણાંજ પ્રતિજ્ઞા કરી છે; પણ એ બીજી પ્રતિજ્ઞા તમે પાળો યા ન પાળો તેની મને જરૂર નથી."

બધા તેની સામે જોઇ રહ્યા. થોડીવાર ગુસ્સે થયા; પણ

આપતો આગળ ચલાવ્યું: "પછીની બાબત તો તમે જાણો છો. રાજા તરીકે મેં સર તેમુલશા અને બલુભાઇનાં બધાં કરતુકો જાણ્યાં અને ઉઘાડાં પાડયાં. સર બલુભાઇએ રાજીનામું આપ્યું. મારે પ્રચાર કરવા માટે મેં એક વર્તમાનપત્ર કાઢ્યું. અને સાહિત્યનો શોખ હતો અને પછીથી આપણા કવિના હરીફ થવાનો વિચાર થયો-કવિરાજ સાંભળો છો ને?" તેણે હસતાં હસતાં કહ્યું.

બધા હસ્યા પછી રાજેંદ્રે ગંભીરપણે આગળ ચલાવ્યું: "મારે બે વેશ ભજવવાના હતા; એક તો બળવાખોરનો અને બીજો રાજેંદ્રનો. પણ તે તો ફક્ત એકજ વ્યક્તિના બે કુદરતી વેશજ હતા. હું તેને ધિક્કારું છું. હું તેની પ્રતિકૃતિ છું: એ વાત મેં તમને પહેલેથીજ જણાવી છે. તમે કાળજીપૂર્વક મારી પરીક્ષા લીધી અને પછી તમારી સેવામાં દાખલ કર્યો. વળી સર તેમુલશાને મુખ્ય પ્રધાન નીમી મારે તમારી પરીક્ષા કરવી હતી. તેના બધા ભેદ મારા હાથમાં છે. અને જે દિવસે તમે તેના રાજીનામાની માગણીની અરજી કરવાના હતા, તેજ દિવસે હું તેને પ્રધાનપદ ઉપરથી બરતરફ કરવાનો હતો."

આ સાંભળી બધા ખુશાલીમાં આવી ગયા અને ઉપરા છાપરી રાજા-રાજેંદ્રની જય બોલવા લાગ્યા જાણે કોઇ અદ્ભુત દૃશ્ય જોતો હોય તેમ ઉભો રહ્યો. તેની બધી માન્યતાઓ તેને ભૂલભરેલી લાગી. એક બીજાના અજ્ઞાનથીજ આવાં મંડળો ઉત્પન્ન થાય છે, અને એક બીજામાં ઝેર રેડે છે. કોઇ હિંસાવાદી-ક્રાન્તિખોર રાજાનું ખુન કરવા માંગે છે, ત્યારે તેને થોડીકજ ખબર હોય છે, કે રાજાની સ્થિતિ પણ ઘણે અંશે ગુલામના જેવી હોય છે; અને તેમાંથી છૂટવા તે ઘણો ઇંતેજાર હોય છે.

રાજાનું ખુન કરવાથી પ્રજા સુખી થવાનો સંભવ હોતો નથી

તમોને પ્રિય છે; રાજાને પણ એ પ્રિય છે: પણ તમે તે ખાતર પ્રાણ પાથરવા સ્વતંત્ર છો, જ્યારે રાજાના ભાગ્યમાં એ સુખ પણ લખ્યું નથી. રાજગાદીનો ત્યાગ કરે તોજ તે આઝાદ મનુષ્ય બની શકે છે, અગર તો મૃત્યુ પામીને તે સ્વતંત્ર થઇ શકે છે એ રાજેંદ્રને મારી નાંખવાની ચિઠ્ઠી નાંખીને આજે તમે આઝાદ કર્યો છે. છે. હું મારી ચિઠ્ઠી પ્રમાણે વર્તીશ કે કેમ તે વિશે શું તમને શંકા છે? પણ તમે પ્રતિજ્ઞાથી મારો જાન બચાવવા બંધાયલા છો. હું પણ પ્રતિજ્ઞાથી મારા રાજેંદ્રપણાનો નાશ કરવા બંધાયેલો છું-અને રાજા-એક મનુષ્ય તરીકે તમારી સમક્ષ ઉભો રહેવા માગું છુ."

"ત્રણ વર્ષ પહેલાં મેં આ કાંટાવાળો તાજ બહુજ નાખુશીથી ગ્રહણ કર્યો હતો. તે પહેલાંનું મારૂં પાટવી કુંવર તરીકેનું ચારિત્ર તમે સહુ જાણો છો, અને તમે તે વાજબી રીતે વખોડી કાઢ્યું છે. મારૂં વર્તન ખરાબ હતું, પણ તમે મારી જગ્યાએ હો તો શું કરો તેનો વિચાર કરશો એટલે તમને સમજાશે. પણ એમ કહી હું તેનો બચાવ કરવા માગતો નથી. ભૂતકાળની ભૂલો સાથે મને સંબંધ નથી; મારે તો વર્તમાનકાળને સુધારવો છે. સમગ્ર સૃષ્ટિમાં મોટાં પરિવર્તનો થઇ રહ્યાં છે: અને મને પણ તેનુ ભાન થયું છે. મને ભાન થયું છે કે પ્રધાનમંડળ સ્વાર્થી છે, મને ભાન થયું છે, કે કેળવણી જેવી જોઇએ તેવી રીતે અપાતી નથી. ઢોંગી, ધાર્મિક કેળવણીના બહાના નીચે વિપરીત ઉપદેશ અપાય છે. ધીમે ધીમે આ રાજનગર સરોજની વધારેને વધારે સત્તા નીચે આવતું જાય છે. તેથી હું જાણીજોઇને તેની નજરે રહી તમારા મંડળમાં રાજા તરીકે જોડાયો અને તેનો સહકારી મિત્ર બન્યો. હજુ પણ હું તેજ છું અને પ્રજાના લાભ માટે કાર્ય કરવા ખુશી છું."

બધા સભ્યોએ હર્ષનાદ કર્યો. પણ રાજેંદ્રે તે ઉપર ધ્યાન ન

"હા. પણ, પ્રજા કબૂલ કરે તો. નહિ તો નહિ. પણ તમે
તો પ્રજાના પ્રતિનિધિ છો ને?"

સરોજની છાતી ઉપર આવી. આ રાજેંદ્ર તેની જીંદગી
નિર્ભયતાથી તેના હાથમાં મૂક્યા, તેથી શું કહેવું તેની તેને સમજ
। નહિ. તે બોલી ઉઠ્યો.

"લીલાદેવી! લીલાદેવી!"

લીલાદેવી ઉઠીને પાસે આવી. તેનું આખું શરીર ધ્રુજતું હતું.

"લીલાદેવી, રાજેંદ્ર આપણા હાથમાં છે. બીજીવાર બચાવવા છે."

"બચાવવાનું મારા હાથમાં નથી, તમારે તેનું રક્ષણ કરવાનું છે."

બધા રાજી થયા. સરોજ આગળ વધ્યો. રાજેંદ્રે તેનો
હાથ લંબો કર્યો. ક્રાંતિવાદી નાયક પળવાર થંભ્યો, પણ તુર્તજ
જોરથી હાથ પકડી ભેટ્યો અને બોલ્યો. "તમે મારા ઉપર વિજય
મેળવ્યો છે, પણ રાજેંદ્ર તરીકે નહિ. હું વિશેષ કહેવા ઇચ્છતો નથી."

"આપણે બધા મિત્રો છીએ, હરીફ તો થઇશું જ નહિ."
બોલતાં બોલતાં રાજેંદ્રની દૃષ્ટિ લીલાદેવી ઉપર પડી. તેનાં નયનો
અર્ધમિલિત હતાં. રાજેન્દ્રે ત્યાંથી નજર ખસેડી બોલવાનું
શરૂ કર્યું.

"મારા મિત્રો, તમે હજારોની સંખ્યામાં એકત્ર થઇ રાજેં-
દ્રના મહેલ તરફ જવાના છો, પણ હવે તેમ કરવાની જરૂર નથી.
હવે તમે પ્રધાન મંડળની કચેરી ઉપર ચાલો. તમારે ન્યાય જોઇએ
છીએ. હું રાજેંદ્ર તમારી સાથે આવી, પ્રજાના હક્ક માટે લડીશ
અને પ્રધાન મંડળ પાસે ન્યાય મેળવીશ."

ફરીથી હર્ષનાદ થયો અને રાજેંદ્ર આગળ બોલ્યો.

કારણ કે એક રાજાને મારો તો તેના વારસો તૈયારજ હોય છે. એટલે જ્યાં સુધી તમે સડેલા નિયમો અનુસાર ચાલતા તંત્રનો નાશ ન કરો ત્યાં સુધી રાજેંદ્ર કે કોઇ બીજા અધિકારીના ખુનથી કશોજ લાભ નથી. અને કોઇ એક વ્યક્તિની હત્યા કરી પાપથી તથા લોહીથી હાથ ખરડવા એમાં કાંઇ મરદાનગી નથી–ધર્મ નથી. અને લોહીનું ટીપું રેડયા વગર રાજેંદ્રે એ તંત્રનો નાશ કરવાનો કોક પ્રયત્ન આરંભ્યો છે.

ફરીથી શાંતિ પથરાઇ અને રાજેંદ્ર આગળ બોલ્યો. 'જે જે સૂચનાઓ આ મંડળમાં થઇ છે તે બધાનો હું અમલ કરીશ. પ્રધાન મંડળ બીજા દેશ સાથે લડાઈમાં ઉતરવા માગતું હતું. મને લાગ્યુ કે વિગ્રહ કરવાથી દેશને કે પ્રજાને કોઇ પણ જાતનો લાભ નથી, એટલુંજ નહિ, પણ ઉલટો ગેર લાભ છે; એટલે મેં મારી સત્તાનો ઉપયોગ કરી લડાઇ થતી અટકાવી. હવે બીજું જે કાર્ય રહ્યું છે તે પણ હું કરી નાંખીશ. અને એ કાર્ય કરવામાં મને તમારી મદદની જરૂર છે. તમે લાખોની સંખ્યામાં મારી સાથે જોડાઇને કામ કરો, તો હું જુલ્મી કરો પળવારમાં રદ કરીશ. સામાન્ય લોકોના રોજના વપરાશની ચીજો ઉપરના કર પ્રથમ રદ કરીશ અગર ઓછા કરીશ. પાંચ વર્ષ સુધી મારા અંગત ખર્ચની રકમ અર્ધી કરી નાખી એ અર્ધી બચતનો જાહેર પ્રજાના હિત માટે ઉપયોગ કરીશ. પણ, આ સર્વ કાર્યમાં તમારી મદદની જરૂર છે. બોલો, તમે મદદ કરશો?

"હા. હા." બધા એકી સાથે બોલી ઉઠયા.

"મારૂં કામ હવે પૂરૂં થયું છે. સરોજ હવે શું કરવું તેની આજ્ઞા કરો."

સરોજ અજાયબીથી રાજેંદ્ર તરફ જોઇને બોલ્યો: "હું આજ્ઞા કરૂં? તમે રાજેંદ્ર છોને?"

રાજેંદ્રે કહ્યું: "બરાબર છે. એ દરખાસ્તને હું ટેકો આપું છું; અને આ મંડળીનેજ આ દેશની ધારાસભાના રૂપમાં ફેરવી નાખું છું."

આ છેલ્લી સૂચનાને ખૂબ હર્ષનાદથી વધાવી લેવામાં આવી અને એક પછી એક જયનાદો થવા લાગ્યા. એટલામાં ધીમેથી બારણું ઉઘડયું અને છોટુભાઇ દાખલ થયો, અને પાર્વતીદેવીને જે માન રાજાએ આપીને તેની કીર્તિ વધારી હતી તે બદલ તેનો ઉપકાર માનવા લાગ્યો.

રાજેંદ્રે તેને પગે પડતાં અટકાવીને કહ્યું: "એવા વિવેકની જરૂર નથી," આમ કહી તેને પાસે બેસાડયો. અને બિચારો છોટુ રાજાની આ નમ્રતાથી રડવા જેવો થઈ ગયો. આ રાજેંદ્ર કે જેની સામે રોજ કાવતરાં થતાં હતાં તેને આવો વિવેકી, નમ્ર અને મળતાવડો જોઈ સર્વને પોતાની ભૂલ સમજાઈ.

પછી બધા અંદર અંદર વાતચીત કરવા લાગ્યા. કેટલાક સર. રઘુનાથની આસપાસ જઇને ઉભા રહ્યા, તો કેટલાક પ્રો. રાધાકીશન પાસે જઇ ઉભા. બધાએ હસી ખુશીથી વાતો કરી અને પછી છૂટા પડયા.

રાધાકીશને રઘુનાથને પૂછ્યું. "આપણું નાટક પૂરું થયું કે નહિ? પુરૂષ પાત્ર તો ખલાસ થયાં, પણ સ્ત્રી પાત્રનું શું?"

"હજી નાટક પૂરું નથી થયું. હજી ભય સદંતર ગયો નથી."

કોઇએ રાજેંદ્ર માટે ગાડી બોલાવવાનું કહ્યું, એટલે તે ખડખડાટ હસી પડયો અને કહ્યું. "હવે તો બધા સરખા. આપણે તો સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવમાં માનવાવાળા; એટલે

" અને મારા મિત્રો માટે પણ હું ખુલાસો કરવા માગું છું. રાઘુ અને ક્રીશના તે સર રઘુનાથ અને પ્રો. રાધાક્રીશન છે. તેઓએ મારા મિત્ર બની મારા આ કાર્યમાં સાથ આપ્યો છે. તેઓ રાજ્યના કર્મચારીઓ છે. અને હવે એકજ કામ બાકી રહ્યું છે. જ્યારે મને સોંપેલા કાર્યમાંથી મને મુક્તિ આપવામાં આવે છે, ત્યારે બીજા સભ્યોને પણ તેટલીજ મુક્તિ આપો. નાસીર અહમદને હું બીજું કામ સોંપવા માગું છું."

બધા ખડખડાટ હસવા મંડ્યા, એટલે રાજેંદ્ર લાલ બત્તી હોલવી નાખી અને લીલાદેવી સામે જોઇ બોલ્યો. "શ્રીમતી, મારો છેલ્લો ન્યાય તમે કરો. હજી પણ તમે મને મૃત્યુની શિક્ષા કરતાં હો તો. આજ પળે હું રાજેંદ્રના ટુકડા કરી નાખું. તમે મારી જીંદગી બચાવી તે માટે તમારો ઉપકાર માનું છું. રાજુ તરીકે હું તમારો સેવક હતો અને રાજેંદ્ર તરીકે પણ સેવક રહેવા માગું છું. બોલો, શી આજ્ઞા છે?"

બધા સ્તબ્ધ બની ગયા. દરેક જણ લીલાદેવીના મુખ ઉપર થતા ફેરફાર જોવા લાગ્યો. તે બોલી:

"હું આપનો ઉપકાર માનું છું. મંડળ તરફથી તમે મંડળ માટે ઘણું કર્યું છે, આજથી-તમારા આવ્યાથી મંડળીના ધ્યેયમાં ફેરફાર થયો. અત્યાર સુધી અમે રાજેંદ્રની વિરૂદ્ધ હતા, હવે તેના પક્ષમાં છીએ."

કવિરાજ બોલ્યા "એક વાત રહી જાય છે. જ્યારે રાજેંદ્ર આપણા મિત્ર બન્યા છે, ત્યારે ક્રાંતિકારક મંડળની તેમજ એ મંડળને અંગેની પ્રવૃત્તિઓની આપણને જરૂર રહેતી નથી. એટલે આ મંડળ અને તેની સર્વ પ્રવૃત્તિઓ બંધ કરવાની હું દરખાસ્ત મૂકું છું."

ચંપાઇ–એક પુરૂષના મધુર હોઠે તેના વાળ, કપાળ અને આંખો ઉપર જોરથી ચુંબન કર્યાં, અને તેના કાનમાં મૃદુ અવાજ આવ્યો: "લીલા, તમને મારા ઉપર સ્નેહ છે. લીલા, તમેજ કહ્યું છે, કે–મારા પ્રિય, મારા પ્રાણ, તમે મારા છો—"

બીજીજ પળે રાજા બધાને જય સ્વદેશ કરતો પસાર થઈ ગયો. લીલાને પણ રાજેંદ્રે દૂરથી નમન કર્યું: "લીલા, જય સ્વદેશ."

લીલા અનિમેષ તે દિશામાં જોઇ રહી; તેનાં વિદાય થતાં પગલાંનો અવાજ સાંભળી રહી; કંઈક બડબડી, કંઈક ગણગણી, અને એકદમ ધબ દઇને અચેતન બની પડી ગઈ!



# પ્રકરણ ૩૦ મું.

## રાજેંદ્ર અને સામ્યવાદી.

રાજેંદ્રમાં આવા પ્રકારની વીરતા, સાહસ અને દેશભક્તિ હોય તે વાત કોઇના માન્યામાં ભાગ્યેજ આવી શકે. હિંદુસ્તાનમાં 'રામરાજ્ય' એ સારામાં સારૂં રાજ્ય થઇ ગયેલું મનાય છે અને રાજા વીર વિક્રમ છૂપા વેશમાં ફરી પ્રજાનાં દુ:ખો જાણી દુર કરતો હતો એ વાત દંતકથાઓમાં તેમજ ઇતિહાસમાં પ્રસિદ્ધ હારૂન અલ રશીદની પણ એવીજ વાતો અરબ્બી સાહિત્યમાં જાણીતી છે.

આપણા રાજેંદ્રની બાબતમાં પણ આવીજ વાર્તા શહેરમાં જોરથી ફેલાઇ અને એક કાનેથી બીજે કાને ચાલવા માંડી. તેમાં કેવી રીતે છુપા વેશ લઇ પ્રધાનને બનાવ્યો તથા કેવી રીતે પ્રધાન મંડળના છુપા ભેદો મેળવ્યા; તેની સાચી ખોટી વાતો મરચાંમીઠાં સાથે અનેક રંગ ધારણ કરી લોકોમાં ચાલવા લાગી અને એમ જાહેર થયું, કે રાજેંદ્ર પોતે રાષ્ટ્રની મહત્તા અને સંરક્ષણ વિષે ધારાસભામાં બોલશે. આ જાહેર થયું ત્યારે લોકોની ઇંતેજારી ખુબ વધી ગઈ.

કેટલાંક પત્રોએ જાહેર કર્યુ કે રાજાનું એ પગલું બંધારણ-પુર્વક નહોતું: પણ લોક લાગણીના જુસ્સામાં આવાં પત્રોનો અવાજ દબાઇ ગયો. વિશેષ વાત એ બની કે સર બલુભાઈ દેશ છોડી ચાલ્યા ગયા. હવે સર તેમુલશા શું કરે છે તે જોવાનું રહ્યું. તેને ત્યાં ચંદનદાસ દુધવાળાએ એક દિવસ જઇને કહ્યું: "તમારા

બાર વાગી ગયા સમજો. જો રાજુ મારી પાસે
રાજેંદ્ર છે અને તમારા બધા છુંપા ભેદો જાણી

"બાર મારા નહિ પણ તમારા જેવા મૂર્ખના વાગશે. ત...
જેવા લાલચુ છાપાવાળાજ દેશદ્રોહી બની શકે છે અને છેવટે દેશ-
દ્રોહી બની પોતેજ મરે છે; રાજેંદ્ર જો મારૂં નામ દેશે તો હું તેની
બધી પોલ ઉઘાડી પાડીશ."

ચંદનદાસ ખુબ હસ્યો: "શાબાશ! ઉલટો ચોર કોટવાળને દંડે એવો ઘાટ છે! ભાઇ, તેની પાસે તમારી ટોળીની બધી નોંધ તૈયાર છે. તમે ક્યા ક્યા શેર લીધા એ બધું ટિપ્પણ તેણે મેળવ્યું છે. તમારી રજેરજ હિલચાલની તેને ખબર છે; અને ઉલટા તમે તો તેની પોલ ઉઘાડી પાડવાના! વાહ ખૂબ બન્યા છો! તમે તો ઇરાન સીધાવો, ઇરાન!" એમ બોલતો બોલતો તે બહાર નીકળી ગયો અને સર તેમુલશાના કાનમાં પોતીકું વહાલું વતન ઇરાન ગાજી રહ્યું.

× × ×

શહેરમાં ઠેકઠેકાણે આનંદોત્સવ ચાલી રહ્યા હતા. રાજારાણી પણ નાટ્યગૃહમાં વારંવાર હાજરી આપવા લાગ્યાં હતાં. રાજેંદ્રની લોકપ્રિયતા વધવા લાગી. એટલામાં રાજેંદ્રની જાહેર વિરાટ સભા અને સરઘસનો દિવસ આવી પહોંચ્યો. શહેરના સાત વિભાગો પાડી જૂદે જૂદે સાત ઠેકાણે સભાઓ ગોઠવવામાં આવી હતી અને સાતે વિભાગોમાં સરઘસ આવવાનાં હતાં.

દરેક વિભાગમાંથી સ્ત્રી પુરુષો અને બાળકોનું સરઘસ દેશભક્તિનાં ગીતો ગાતું ચાલતું હતું. રાજ્યના કેટલાક અમલદારો, કારોબારી મંડળના સભ્યો અને રાજ્યનાં બેંડ પણ સાથે હતાં. એટલામાં રાજેંદ્રનું ભવ્ય શરીર દેખાયું. જનતાએ જયઘોષ કર્યો: 'રાજરાજેંદ્રની જય.'

એ જયઘોષ ગગનભેદી હતો. મેઘની ગર્જના થતી હોય એવી એ પ્રબળ જયઘોષણા હતી. રાજેંદ્રે ધીમેથી કહ્યું: "પ્રજાપ્રેમ એ ખરેખર અસામાન્ય વસ્તુ છે અને તે દુર્લભ્ય છે."

"તમને કાંઇ શંકા હતી? પ્રજાપ્રેમ ઉપરજ રાજ્ય ટકે છે." સરોજે કહ્યું.

"ઠીક, સરોજ, હવે આ માનવસાગરને આગળ વધવાનો હુકમ આપો."

સાત વિભાગમાં જનતાને વહેંચી નાખવામાં આવી. સહુથી મોખરે સુંદર પાણીદાર અશ્વ ઉપર રાજેંદ્ર શોભી રહ્યો હતો. પ્રજા તેનાં ઓવારણાં લેતાં થાકતી નહતી. રાજેંદ્રનાં દર્શન માટે લોકોની ઉત્સુકતા જબરી હતી. સાક્ષાત્ દેવનાં દર્શન કરવા માટે પણ પ્રજાએ આટલી ઇંતેજારી ન બતાવી હોત.

આજે રાજેંદ્રની આસપાસ અંગરક્ષકો નહોતા, ખુલ્લી શમશેરવાળા સવારો નહોતા; મત્ર પ્રજાના પ્રેમથીજ તે રક્ષાએલો હતો.

આવી રીતે સરઘસમાં નીકળેલા રાજેંદ્રને બે સ્ત્રીની આંખો નિહાળી રહી હતી. એક લીલાદેવીની પ્રેમભીની આંખો અને બીજી મહારાણીની આંખો.

આખા શહેરમાં આજે એકજ ધ્વનિ સંભળાતો હતો. "રાજરાજેંદ્રની જય." પણ આ ગગનસ્પર્શી જયનાદ એક સ્ત્રીનું હૃદય ચીરી નાખતો હતો અને તે સ્ત્રીનું અશ્રુભીનું મુખ એવી પ્રાર્થના કરી રહ્યું હતું, કે 'એ રાજેંદ્ર ન હોય તો કેવું સારું!' અને આ અવાજ તે લીલાદેવીના હૃદયનો અંતર્નાદ હતો.

# પ્રકરણ ૩૧ મું.

## પ્રે ની ખાતર.

બીજે દિવસે શહેરમાં સર્વત્ર એવા સમાચાર ફેલાયા કે રાજેં-ને તેઓ એક પૂતળા જેવા ગણતા હતા, પણ તેવો હતો નહિ. લગભગ દરેક વર્તમાનપત્રમાં રાજેંદ્રનું ભાષણ છાપવામાં આવ્યું હતું અને તેનું મથાળું 'રાજેંદ્રનું યાદગાર ભાષણ' એવા મોટા અક્ષરે કરવામાં આવ્યું હતું.

રાજેંદ્રનું ભાષણ દૃઢ, સંયમી, ટુંકું અને મુદ્દાસર હતું. પ્રધાન મંડળને તે બહુ ભારે પડી ગયું. ધારાસભામાં તેની બહુમતી રહી નહિ. અને એ રીતે તેની રાજનીતિને ટેકો આપનાર સભ્યોની સંખ્યા નામનીજ રહી.

એક પછી એક પ્રધાન મંડળે જે જે સટ્ટાઓ ખેલ્યા હતા, તેના આંકડા રજુ કરવામાં આવ્યા. પ્રજાના પૈસાનો તથા પોતાને મળેલી સત્તાનો પ્રધાન મંડળે પોતાનાં ગજવાં ભરવા કેવો દુરૂપયોગ કર્યો હતો અને દેશને કેવા ભયંકર વિગ્રહમાં ઉતારવાને પ્રધાનમંડળે પેરવી કરી હતી એ સર્વ પ્રજા સમક્ષ રજુ થયું. આખી સભા સ્તંભિત થઇ ગઇ, એટલે રાજેંદ્રે ધીમેથી ખુલાસો માગ્યો, કે સર તેમુલશા આનો શો ખુલાસો કરે છે?

તેમુલશાનું મોઢું સફેદ પુણી જેવું થઇ ગયું. તે એટલુંજ બોલી શક્યો કે, "મારાથી કશો ખુલાસો થઇ શકે એમ નથી." આ જવાબથી બધાએ તિરસ્કાર દર્શક ભાવ પ્રકટ કર્યો.

તે પછી રાજેંદ્રે પોતાના પાટવીકુમારનાં લગ્ન એક સાધારણ માણસની કન્યા સાથે થયેલાં જાહેર કર્યાં અને ઉમેર્યું કે " આવાં લગ્નને કારણેજ પાટવીકુમાર રાજ્યમાં નથી. જો પ્રજા આ લગ્ન માન્ય કરશે તોજ તે રાજ્યમાં પાછા ફરશે; નહિ તો ગાજગાદી નાના કુંવર પ્રતાપને આપી દેવામાં આવશે."

જ્યારે ધારાસભાની બેઠક પુરી થઇ, ત્યારે સરકાર જેવું કંઇજ રહ્યું નહોતું. પ્રધાન મંડળે રાજીનામું આપી દીધું ન હતું પણ નવી ચુંટણી જલ્દી થશે એમ લાગતું હતું અને નવું પ્રધાન-મંડળ આવશે, એવો દરેકનો અભિપ્રાય હતો.

નવા કરો જે પડવાની પ્રજાને ધાસ્તી હતી, તે પડયા નહિ, અને રાજેંદ્રે પાંચ વર્ષ સુધી પોતાનો અંગત અને રાજ કુટુંબનો ખર્ચ અરધો કરી નાંખ્યો.

ધારાસભાની બેઠક પૂરી થઇ, એટલે હર્ષઘેલાં ટોળાંએ રાજેંદ્રનાં દર્શન માટે પડાપડી કરવા માંડી અને સર તેમુલશા તરફ લોકોનો રોષ અને વિરોધ એટલો તો વધી ગયો, કે તેને પાછલે બારણેથી પોલીસની મદદથી લઇ જવાની ફરજ પડી.

સગુણસિંહે સર તેમુલશાને લઇ જતાં જતાં કહ્યું: " હવે તમે સમજ્યાને કે હું રાજાને કેમ પકડતો નહોતો ? "

જવાબમાં તેણે દિલગીરીથી ડોકું ધુણાવ્યું. તેની સત્તા સરી પડી હતી. તેણે એ રાજ્યમાંથી બીજા રાજ્યમાં જઇ ફરીથી સત્તા પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરી મૂકયો હતો.

તે દિવસનાં વર્તમાનપત્રોમાં સર તેમુલશાની કારકીર્દી ઉપર એક અગ્રલેખ લખી તેનાં કૃત્યોની ઝાટકણી કાઢવામાં આવી હતી. ચંદનદાસ દૂધવાળાનાં છાપાંએ તો ટીકા કરવામાં બાકીજ નહોતી

રાખી. તે વાંચી સર તેમુલશા ખડખડયા: "મારવાડીને બધુંય આવડે છે, પવન જોઇ વહાણુ હંકારવાની કળામાં પારંગત લાગે છે."

રાજેંદ્ર પાછળ જનતા ઘેલી થઇ. દરેક ઘરમાં તેની છબીની પુજા થવા લાગી. નવી ચુંટણીમાં રાજાના વિચારનાજ સભાસદો મોટે ભાગે ચૂંટાયા. નવી ધારા સભામાં શરૂઆતમાંજ કેટલાક ગરીબ પ્રજાની રોજની વપરાશની ચીજોપરના કર ઘટાડવામાં આવ્યા. પાટવી કુમારનાં લગ્નને સમ્મતિ મળી અને રાજ્યમાં પાછા બોલાવવાનો ઠરાવ પસાર થયો. પ્રજામાં દીવાળીને ટાંકણે હોય તેવો આનંદ પ્રકટી નીકળ્યો. ઘેરઘેર દીપમાળાઓ પુરાઇ અને કરમુક્ત અને દુઃખમુક્ત થએલી પ્રજાએ સારૂં સારૂં ખાવાનું કર્યું: અને દારૂખાનું ફોડયું.

પ્રો. રાધાકીશન આ નિર્ણયથી બહુ ખુશાલીમાં આવી ગયા અને સર રઘુનાથને કહેવા લાગ્યા. "મારી મુરબ્બાની બરણી આજે સમગ્ર દેશનું ગોળનું ગાડું થઇ પડી છે. આ તો એક દંત-કંથા-પરીકથા જેવી ઘટના બની ગઇ છે. પ્રજા રાજેંદ્ર પાછળ સાચે ઘેલીજ બની ગઇ છે."

"પાટવીકુમાર તો ઠીક છે, પણ આ બે કુંવરો તો જુઓ. એને ક્રીકેટ અને બીજી રમત ગમત સિવાય કશાની પડી નથી, પણ વખત આવશે ત્યારે, તેઓ પણ રાજ-રમત રમી જાણશે."

"હા, ભાઇ, હા. પણ રાજેંદ્ર હવે નિર્ભય છેને?" મને હજી એક જણની ધાસ્તી લાગે છે. સરોજથી ચેતતા રહેવું જોઇએ. તે ભૂખ્યા વાઘની માફક લીલાદેવીના પ્રેમમાં છે અને તેને જરાએ શંકા આવી કે—"

"બસ, ધીમે બોલો. હું પણ જાણું છું અને સાવધ રહું છું."

"સારૂં, અત્યારે તો સરોજ પહાડ ઉપર ચડે છે, ઉપર ચઢી રહેશે, એટલે બધી દુનિયા તેને ખરા સ્વરૂપમાં નજરે પડશે."

'તેની વરણી પ્રધાન તરીકે થઈ છે. તેને બધી સત્તા મળશે, પણ તે સાથે જવાબદારી તે ઉપાડી શકશે કે કેમ તેની મને શંકા છે."

"અરે, લીલાદેવી બધું સંભાળી લેશે."

"હા સ્ત્રીઓમાં અમુક કાર્યોની બહુ સરસ આવડત હોય છે. અને જેમાં તેઓ રસ લીએ છે તેમાં તો તેઓ સફળજ થાય છે. પણ પુરૂષોની માફક સ્ત્રીઓ પણ પ્રેમનાં બાણ વાગતાં બુદ્ધિનો ઉપયોગ કરી શકતી નથી."

વડા પ્રધાન તરીકે બીન હરિફાઇએ સરોજ દેશપાંડેની પસંદગી થઈ. લોકોનું મોટું ટોળું તેના ઘર આગળ તેના વિચારો જાણવા એકઠું થયું હતું. સરોજે સત્તા મેળવી હતી, પણ હવે તેમાં તેને બહુ મહત્વ ન લાગ્યું. તે મેળવ્યા પહેલાં તેને જે આનંદની કલ્પના હતી તે કલ્પના તે મળ્યા પછી નષ્ટ થઇ ગઇ. એમજ બને છે. વસ્તુ પ્રાપ્ત કરવાની આશામાં જે આનંદ મળે છે-અનુભવાય છે તે આનંદ વસ્તુની પ્રાપ્તિ થતાં અનુભવાતો નથી.

કબુલ કરશે. કદાચ એ એમ કહે કે મને તમારા ઉપર પ્રેમ નથી, તો મારે તેને પ્રેમ કરતાં શીખવવું પડશે. લીલાદેવીના સાહચર્યથીજ હું હજી ઉંચે ચઢીશ; તેના વગર મારૂં જીવન નિરસ બની જશે."

જ્યારે રાજનગરમાં ઉપર કહી તેવી ધમાલ ચાલી રહી હતી, ત્યારે કાશ્મીરના કુદરતી સૌંદર્યથી ઢંકાએલા પ્રદેશમાં, સુંદર બગીચાઓના અને સરોવરના એ બેહિસ્ત જેવા પ્રદેશમાં, કોઈ રમણીય સ્થાનમાં કુમાર જયવંત અને કીર્તિદેવી આનંદ અને શાંતિથી સૌંદર્ય અને યૌવનનો ઉપભોગ કરતાં હતાં.

એક સાંજે બંને જણાં પવિત્ર જલના ફુવારા અને સુંદર આરસ પહાણના આસનોની ઠંડક ભોગવવા ઉદ્યાનમાં ફરતાં ફરતાં તેઓ ફુલોની વેલથી ઢંકાએલા એક હીંડોલા પાસે આવ્યાં અને બંને તેના ઉપરજ બેસી ગયાં. મધુર સુગંધી પવન ઉન્માદકારક હતો અને આ બંને વ્યક્તિઓનું યૌવન અને સૌંદર્ય પણ ઉન્માદ ઉત્પન્ન કરે એવું અને નશો ચડાવે એવું હતું.

કીર્તિદેવી સૌંદર્યવતી તો હતીજ, તેમાં કાશ્મીરની ગુલાબી ઠંડીએ અસાધારણ વધારો કરતો હતો. કુમાર જયવંત ઝુલાપર બેસી વર્તમાનપત્રનું રેપર તોડતાં કીર્તિ દેવી તરફ નજર નાંખતો હતો. કીર્તિદેવી જયવંત તરફ ત્રાંસી નજરે જોઇ રહી હતી.

કીર્તિદેવીના સૌંદર્યમાં જયવંતને અદ્ભુતતા જણાઇ આવતી હતી. રેશમી સાડીમાં સજ્જ થએલી આ યુવતીના કાળા લાંબા વાળનો છુટો અંબોડો ઠેઠ ઝુલા ઉપર પડતો હતો. તે કોઈ આ લોકની નહિ, પણ સ્વર્ગલોકની અપ્સરા સમી દીસતી હતી.

વર્તમાનપત્ર વાંચતાં વાંચતાં જયવંતના મુખ ઉપર અકથ્ય આનંદની રેખાઓ તરી આવી અને તેણે આવેશમાં આવી વર્તમાન

પત્ર નીચે મૂકી કીર્તિદેવીને ચુંબન કરતાં કહ્યું: "કીર્તિ! દેવી! આપણી પ્રજા આપણુને બંનેને બોલાવે છે."

"પ્રજા આપણાં લગ્નની વાત શું જાણે છે?"

"હા. મારા પિતાએ ધારાસભામાં એ વાત જાહેર કરી છે અને ધારાસભાએ આપણાં લગ્નને મંજુરી આપી છે."

"એમ? લાવો ત્યારે હું વાંચી જોઉં!"

વર્તમાન પત્રમાં એ સમાચાર વાંચતાં કીર્તિની આંખમાં હર્ષના અશ્રુ આવ્યાં. ક્રાંતિકારક મંડળ ઉપર રાજેંદ્રનો વિજય, પ્રધાન મંડળની કચેરી ઉપર લોકોનો દરોડો, જનતાનું સરઘસ, રાજેંદ્રે સખ્ત શબ્દોમાં પ્રધાન મંડળના ખુલ્લા મૂકેલા દાવપેચ. પ્રધાન મંડળને રજા અને નવી વરણી વગેરે સમાચાર વાંચતાં કીર્તિદેવીને રાજેંદ્ર માટે માન અને મગરૂરી ઉત્પન્ન થયાં.

"ખરેખર એ રાજરાજેન્દ્રનું છે! નામે તથા ગુણે."

"હું તેની કિમ્મત આંકવામાં ભૂલ્યો લાગું છું."

પ્રજાનીપુત્રીવાળું મથાળું વાંચતાં કીર્તિ દેવીએ કહ્યું કે એ તો મારે માટે છે, હું તો પ્રજાની પુત્રી છું."

"ના..તમે મારાં પત્ની છો, યુવરાજ્ઞી છો."

"મને યુવરાજ્ઞી પદ નથી ગમતું. તમે યુવરાજ ન હોત તો હું કોઇ દિવસ યુવરાજ્ઞી પદ ગ્રહણ કરત નહિ."

"પણ મારી ખાતર તો તારે તે સ્વીકારવુ પડશે. આપણો દેશનિકાલનો સમય હવે પુરો થયો છે; એટલે આપણે વ્હાલા વતન તરફ જઇએ.'

કીર્તિદેવીએ કહ્યું: "આવા સુંદર અને કુદરતની રમણીયતાથી અલંકૃત સ્થળનો ત્યાગ કરતાં મને દિલગીરી થાય છે. પણ મારે તો પ્રજાને મહારાણીનો આદર્શ બતાવવો છે; એટલે હું જરૂર આવીશ. સ્ત્રીઓમાં સીતા સમાન, રાજ્યકારભારમાં અહલ્યાબાઈની જેમ, સમરાંગણમાં ઝાંસીની રાણી જેમ અને ક્રાંતિમંડળમાં લીલાદેવીની જેમ આદર્શ રૂપ થવાની મારી અભિલાષા છે."

એકાદ બે દિવસમાં જયવંત કીર્તિદેવી સાથે વતનમાં પાછો ફર્યો. કાશ્મીરના મહારાજાએ આ પ્રેમી યુગલનો નિવાસસ્થાન આદિની તમામ સગવડ આપી રાજ્યના અતિથિ તરીકે સત્કાર કર્યો હતો, તે તેમના જવાના નિર્ણયથી અતિશય ખિન્ન થયા. પણ પ્રજાએ અને રાજેંદ્રે તેમનો ફરીથી સત્કાર કરવાના અને લગ્નને સ્વીકાર્યાના સમાચાર જાણી તેની ખિન્નતા પરમ આનંદના રૂપમાં પરિણામ પામી.



# પ્રકરણ ૩૨ મું.

## કામ અને ક્રોધનું દ્વન્દ્વ.

ધીરે પગલે સરોજ લીલાદેવીના નાનકડા ગૃહનાં પગથીયાં ચડતો હતો. લીલા નાના ગૃહમાંજ રહેતી હતી, અને જ્યારથી સરોજે તેને ક્રાંતિકારક ચળવળનો આત્મા બનાવી ત્યારથી તેણે ત્યાંજ રહેવાનું પસંદ કર્યું હતું. ક્રાંતિકારક મંડળ ઉપર રાજેન્દ્રે વિજય મેળવ્યા પછી પણ લીલાદેવી ત્યાંજ રહેતી હતી.

પાર્વતીદેવી તેને પોતાની સાથે સુંદર મકાનમાં રહેવા સમજાવતી હતી, પણ તેણે માન્યું નહોતું. સરોજે પોતાનું મકાન બદલ્યું હતું અને રાજ્યના એક મુખ્ય અધિકારી તરીકે સારા મકાનમાં રહેવાનું રાખ્યું હતું.

લીલાને ગરીબોની સાથે, એટલો બધો સહવાસ થઇ ગયો હતો કે આ બધાં ગરીબ, માંદાં અને અપંગોને મૂકીને તેને સારી જગ્યામાં રહેવાનું મન થતું નહોતું. સરોજે જ્યારે તેને આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું.

"પહેલાં તો તમે ગરીબ અને તવંગરને એક સરખા માણસ ગણતા હતા."

"પણ, તમે તો કોમલાંગી સ્ત્રી છો, માટે તમારે સંભાળપૂર્વક રહેવાની જરૂર છે."

"પણ મારા કરતાં વધારે લાચાર, માંદી અને અશક્ત સ્ત્રીઓને

તેની વધારે જરૂર છે. હું તો સુખમાં હું છું. પણ બીચારી
લાચાર અને નિરાધાર સ્ત્રીઓનું શું?"

આવા સવાલજવાબનો વિચાર કરતો સરોજ દાદરને છેલ્લે પગ-
થીયે આવી પહોંચ્યો અને બારણા ઉપર ટકોરા કર્યા. અંદરથી ઝીણો
મધુરો અવાજ આવ્યો: "આવો."

સરોજે અંદર દાખલ થઇને જોયું તો લીલાદેવી એક હાડપીં-
જર જેવા શરીરવાળા નાના બાળકને હીંચકો નાખતી હતી; તે
બોલી: "બિચારાની મા કાલે રાતેજ મરી ગઇ. તેના બાપને આખો
દિવસ કામે જવાનું હોય તેથી હું લઇ આવી છું" આમ કહી તે
હાડપીંજર જેવા બાળકના મોં ઉપર વાંકી વળીને ચુંબન કરવા
લાગી; બાળકને જરા ઉંચું કરી તેની વિશાળ છાતી સાથે દબાવવા
લાગી.

આ વખતે તે કોઇ અલૌકિક દેવી જેવી લાગતી હતી. તેનો
કાળો કેશકલાપ તેની સફેદ વિશાળ ગરદન ઉપર પથરાએલો હતો.
તેની આસમાની આંખો દયાર્દ્ર, છતાં હસુંહસું થઇ રહી હતી.
સરોજ તેની સામે ખુરશી ખેંચીને બેસી ગયો.

"લીલાદેવી, તમારો સઘળો સમય પરોપકારમાંજ જાય છે, પણ
મારે આજે તમને ઘણી બાબતો પૂછવાની છે."

"હજી તમને સલાહની જરૂર છે! ના. ના. તમે તો મોટા
માણસ છો-થયા છો."

"મોટા! હજી તો હું બહુ આગળ વધ્યો નથી. ધારાસભામાં
ચુંટાયો છું, પણ તે તો આગળ વધવાનું પહેલું પગથીયું છે. મારે તો-"

"તમારે શું થવું છે? પ્રધાનમંડળમાં જવું છે? વડા પ્રધાન
થવું છે? તમે થશોજ!"

"ના. ના. મારે તો એથીયે મોટા થવું છે. તમે સાંભળ્યું? સર તેમુલશા નાસી ગયા?"

"ના. મને ખબર નથી. પણ તેને એમને એમ કેમ જવા દીધા?"

"તેની સાથે બીજાઓ પણ સંડોવાયેલા હતા, એટલે તેની મિલકત જપ્ત કરી તેને જવા દીધા. બીજું ચંદનદાસ દૂધવાળાએ પોતાનું પત્ર વેચી નાખ્યું અને બીજે દેશ ચાલી ગયો. બન્ને છાપાં એક થઇ ગયાં."

"એટલે?"

"હવેથી બન્ને પત્રો એકજ સૂર કાઢશે–રાજ્યવાદનો; પણ, આપણે કાંઇ એમાં ભળવાના નથી."

"સરોજ, તમે ભળી ગયાજ છો. રાજકારણ ચક્કરની જેમ ફર્યા કરે છે, સ્થિર રહેતું નથી. તમે મને આદર્શ તરીકે લેખો છો. જ્યારે આપણે પ્રજાને ગુલામીમાંથી મુક્ત કરવા, સ્વતંત્રતા પ્રાપ્ત કરવા યુદ્ધ આદર્યું, ત્યારે મારી માન્યતા હતી કે એ તો ફક્ત આદર્શ છે; પણ તેથી ગરીબોની, દુ:ખી જનતાની સેવા થઇ શકશે, એમ મેં માન્યું હતું; અને તેથીજ હું તેમાં ભળી હતી. પુરૂષો ગમે તેટલી 'ઇન્કિલાબ' ની બૂમો મારે, છતાં સમાજની વ્યવસ્થા અને વ્યવહાર માટે કોઇપણ પ્રકારના સ્થાયી રાજતંત્રની આવશ્યકતા તો છેજ; પછી તે રાજા-વાળું હોય કે રાજા વગરનું હોય. પુરૂષો તો નાનાં બાળકની જેમ ગમે તે જાતની ક્રાંતિ માગ્યાં કરે છે. એક રમકડાંથી કંટાળે એટલે બીજું રમકડું માગે. મને તો આવા ગરીબો અને ભૂખ્યાંઓના મોઢામાં રોટલાનો ટુકડો આપી તેમના જીવ બચાવવાનું કામ વધારે સારૂં, સંગીન અને આનંદદાયક લાગે છે."

"તમે તો સ્ત્રી છો. તમે જો પ્રેમ રાખતાં શીખો તો —"

"પ્રેમ મારે માટે છેજ નહિ. હું યુવતી નથી, મુગ્ધા નથી. મને યૌવન પ્રાપ્ત થયું નથી, અને અત્યારે હું એ સ્થિતિથી પર છું: કમળની માફક અલિપ્ત છું."

"છતાં. તમે આ બાળકની આટલી બધી કાળજી રાખો છો?"

"કારણ કે તે અનાથ છે; પણ તે મોટો થશે એટલે બધું ભૂલી જશે, કે કોઇ સ્ત્રીએ તેને પોષ્યો હતો, ઉછેરીને મોટો કર્યો હતો. જંગલનું ક્રૂર પ્રાણી પણ પુરૂષ જેટલું ભયંકર થઈ શકતું નથી. પુરૂષ સર્પથી પણ વધારે વિશ્વાસઘાતી છે. પુરૂષ સ્ત્રીને એક પ્રેમી તરીકે છેહ આપે છે; પતિ તરીકે અવગણના કરે છે, માતા તરીકે ભૂલી જાય છે."

"પુરૂષજાતિ વિષે તમને સારો અભિપ્રાય નથી, પણ રાજેંદ્રને પણ તમે આજ જવાબ આપશો?"

તે ચમકી અને બોલી: "રાજેંદ્ર બહાદુર મર્દ છે, તે સિવાય ખાસ કાંઈ ફરક નથી."

"તમે તેને હમણાં મળ્યાં છો?"

"ના. ના." ટુંકો જવાબ મળ્યો.

સરોજ મુંઝાયો. પછી તેના હાથ ઉપર હાથ મૂકી ધીમે સ્વરે બોલ્યો:

"લીલાદેવી! મારાં પત્ની થશો?"

"ગરીબ બિચારા સરોજ! આટલા આટલા વિજય મેળવ્યા છતાં. તમારી માગણી મારાથી સ્વીકારી શકાય તેમ નથી."

સરોજના હૃદયના ધબકારા વધી ગયા. તે બોલ્યો. "કારણ?"

"કારણ? પત્થરને પૂછો કે તે વરસાદથી કેમ પીગળતો નથી? તમારે માટે મને માન છે, પણ તેથી તમારી પત્ની તો હું નજ થઇ શકું."

"ફરીથી કહો, તેનું કારણ શું છે?"

"પહેલાં તો આપણા વિચારજ જૂદા છે; બીજું મને લગ્ન ઉપરજ તિરસ્કાર છે. હું માનું છું કે પરણવું એટલે આદર્શોનો, સ્વપ્નોનો નાશ કરવો અને જેમ તેમ જીવન કાઢવું —"

"પણ, હું હવે ગરીબ નથી રહેવાનો તમને સુખી કરીશ; વૈભવમાં આળોટાવીશ, તમારી પૂજા કરીશ. અને તમે પણ શ્રીમતી લીલા દેશપાંડે તરીકે પ્રસિદ્ધિ પામશો."

"બહુ થયું! સરોજ! મને કંટાળો આવે છે. તમારો ઉપકાર હું નહિ ભુલું. તમે મને બચાવી, ઉછેરી, મોટી કરી; એ ઉપકાર હું સદાય યાદ કરીશ. હું તમારા ક્રાંતિકારક મંડળમાં ભળી. મારાથી બન્યું તેટલું રાષ્ટ્રનું હિત કરવા પ્રયાસ કર્યો. હવે બાકીનો સમય મને મારી ઇચ્છા પ્રમાણે, સુખમાં, સ્વતંત્રતામાં ગાળવા દો."

તે એકદમ ઉઠ્યો, અને લીલાદેવીની સામે આવી ઉભો: "તમે હજી મને ઓળખતાં નથી. આખું જીવન મેં તમારે માટે ગાળ્યું છે. તમારા સિવાય મને વૈભવની કે મહાન પદની કશી કિમ્મત નથી. તમારા વગર મારી ઇચ્છાઓ અને વાસનાઓ ભલે ભસ્મીભુત થતી! તમારે માટે મેં આ સર્વ પ્રવૃત્તિ આદરી છે, લીલાદેવી દયા કરો, તમારી કામણગારી આંખનો ચમકાર મારાં હૃદયને વીંધી નાખે છે. તમારા સુંદર વાળનાં ઝુલ્ફાંને હું ચુંબન

કરવા આતુર છું. તમારા પગની ધૂળ લઇ મારા મસ્તક ઉપર મૂકવા તત્પર છું. મારૂં હૃદય ચીરી જુઓ; ત્યાં ફક્ત એકજ લાગણી જોર કરી રહી છે અને તે તમારા પ્રેમની; મને દુનિયાંની કે રાજકારણની, રાષ્ટ્રની કે જનતાની, કશાની પરવા નથી. ફક્ત તમનેજ હું જોઇ રહ્યો છું."

"એટલે એજ કે તમારામાં અને અગાઉના છેલ્લા પ્રધાનોમાં કંઇ ફરક નથી. તમે પણ પ્રજાની પરવા કરતા નથી. મને રાજી કરવા, મને તમારી કરવા, તમે પ્રજાનો પક્ષ ખેંચતા હતા? તમારામાં અને બીજા પ્રધાનોમાં શો ફેર? તમારામાં અને મૂડીવાદીઓમાં શો ફેર? તમે પણ તેઓની જેમ સ્વાર્થી છો, માત્ર તમારૂં પોતાનુંજ કલ્યાણ ઇચ્છો છો!"

"લીલા! લીલા! તમે મને અન્યાય કરો છો!"

"તમારા શબ્દોથી હું તમારી તુલના કરૂં છું. હું તો એમ માનતી હતી કે તમને પ્રજા ઉપર સાચેસાચ પ્રેમ છે, લાગણી છે. પ્રજાનું ભલું કરવા માટે તમને સત્તા જોઇતી હતી, એમ મારૂં માનવું હતું, પણ અત્યારે તો તમે તેથી ઉલટુંજ બોલો છો તમે રાજેન્દ્રને છેતર્યો છે."

તે બોલ્યો; "હા. આખો દિવસ રાજેંદ્ર! રાજેંદ્ર! બીજી વાતજ નહિ!"

લીલાદેવીની આંખો જોરથી ચમકી અને તિરસ્કારયુક્ત દ્રષ્ટિ ફેંકી તે ત્યાંથી ચાલી ગઈ.

તેમની વચ્ચે એક ભીંતજ હતી, એક બારણુંજ હતું, પણ તેની પાછળ જવાની સરોજની હિંમત ચાલી નહિ.

તેણે ત્યાં સાફાઇ જોઇ અને નિઃશ્વાસ નાંખ્યો. જંગલી વાસ વગરનાં ફુલોનો ઢગલો જોયો અને તેને ગરીબાઈનો ખ્યાલ આવ્યો. તેની નજરે ગુલાબના સુંદર ગજરા પડયા અને તેનું હૃદય ઇર્ષ્યાથી સળગવા લાગ્યું. તેનામાં ઝેર રેડાયું, ચહેરો વિક્રાળ થતો ગયો.

"આ ગુલાબો રાજેંદ્રના બગીચાનાંજ છે!" તેણે દાંત પીસ્યા, હોઠ દાબ્યા, હાથની મુઠ્ઠી જોરથી વાળી અને નખ ભીડી લોહી કાઢયું.

"બસ, એમજ લાગે છે! અને જો એમજ હોય તો હજી બીજો કયામતનો દિવસ આવશે!" આમ બોલી તે ઝપાટાબંધ દાદર ઉતરી ગયો અને રસ્તા ઉપર જોસથી ચાલવા લાગ્યો.

એટલામાં નાસીર સામો ભટકાયો. "કેમ પ્રધાન સાહેબ, આટલી બધી ઝડપથી કયાં ચાલ્યા? ગરીબને અને દુઃખીને બચાવવા કે રાજેંદ્રને તમારો ખજાનો લઇ જતા અટકાવવા."

તેણે જોરથી નાસીરનું કાંડું પકડી કહ્યું; "એટલે? બોલ, તું કાંઇ જાણે છે?"

"હું શું જાણું? પણ તમને ભાન કયાં છે? મેં તો તમને પહેલેથીજ કહ્યું હતું કે તેનો તમારા ઉપર પ્રેમજ નથી. તેણે તો સઘળો પ્રેમ રાજેંદ્રને અર્પણ કીધો છે."

"તેં મને કેમ ન ચેતવ્યો?"

"મેં કહ્યું હોત તો તમે મારી વાત ન માનત. મારી ગણત્રી બાતલમાં છે, પણ લીલાદેવી બધાને પિછાને છે અને રાજેંદ્રને પણ તેણે પિછાની લીધો છે."

સરોજે દાંત કચકચાવ્યા.

નાસીરે આગળ ચલાવ્યું: "તમે કેવા દેખાઓ છો? રીંછ જેવા જંગલી અને સર્પ જેવા ક્રૂર! તમે લીલાદેવીની આશાનો ત્યાગ કરો: અને તેને એટલી સ્વતંત્રતા આપો. તેણે રાજેંદ્રને પસંદ કર્યો છે અને તે લાયક છે."

સરોજે તેનો હાથ જોરથી પટક્યો અને પોતે બીજી દિશામાં ચાલતો થયો.

નાસીર હસ્યો. "એની એજ મનોદશા! જર, જમીન અને જોરૂ, આ ત્રણેયમાં જોરૂની સત્તા—જોરૂનું આકર્ષણ વધારે મજબુત લાગે છે. બિચારાએ રાજેંદ્રની દોસ્તી મેળવી, સત્તા મેળવી, પણ રાજેંદ્ર સ્નેહમાં હરીફ થયો: એટલે સામ્યવાદ અને જનતાની સેવા સ્વતંત્રતા બધું હવામાં ઉડી ગયું!"



# પ્રકરણ ૩૩ મું.



## લીલાદેવીનું ખુન!

---

સાંજે થડે પ્હોરે એક બંધ ગાડી લીલાદેવીના ઘર આગળ ઉભી રહી. તેમાંથી ગૂપચૂપ ઉતરી રાજેંદ્ર જે દાદર ઉપરથી સરોજ જલ્દીથી ઉતરી ગયો હતો, તેજ દાદર ઉપર તે ચઢવા લાગ્યો. અંદર ખબર આપી જેવો દાખલ થયો કે લીલાદેવી ગભરાયેલે મોઢે આવી ને બોલી: "તમે? રાજેંદ્ર? અહીંઆ? કૃપા કરીને તમને કોઇ ઓળખી જાય તે પહેલાં તમે અહીંથી ચાલ્યા જાઓ."

"આ પવિત્ર સ્થાનમાં આવતાં મને કોણ અટકાવી શકે એમ છે? લીલા! લીલા! તારી આંખોમાં આંસુ જોવાં મારે માટે અસહ્ય છે."

આમ બોલી રાજેંદ્ર પાસે આવી આંસુ લૂછવા લાગ્યો. લીલાદેવીએ મોઢું ફેરવ્યું, પણ તેની છાતી જોરથી ઉછળતી હતી, તે રાજેંદ્રના જાણવામાં આવ્યું.

"લીલા! આજે શું થયું છે? તમે કેમ દુ:ખી છો? હું તો ધન્યપળને યાદ કરીને દિવસ વીતાવું છું." બોલતાં બોલતાં તેનો અવાજ થરથર્યો, પણ આગળ બોલ્યો: "મેં મારૂં જીવન પ્રેમ માટે ફાંફાં મારવામાં ગાળ્યું છે; પણ જ્યારે તમે મને કહ્યું કે, મારીજ પ્રતિકૃતિ રાજુ ઉપર તમને પ્રેમ છે, ત્યારે મારૂં હૃદય નાચી ઉઠ્યું. ત્યારથી તમે મારાં હૃદયની અધિષ્ઠાત્રી દેવી છો!"

"પાછુ, ભૂલો છો, રાજેંદ્ર! તમે તો નૃપતિ છો!"

ત્યાં સુલભ્ય બનશે; અહીં જે નથી મળ્યું તે ત્યાં મળશે, અહીં જે ખોવાયું છે તે ત્યાં લાધશે!"

રાજેંદ્રનો અવાજ ધ્રુજવા લાગ્યો. તે વધારે ન બોલી શક્યો: "પ્રણામ! પ્રાણ! હૃદયેશ્વરી પ્રણામ!" કહી વાંકો વળી પ્રણામ કરવા ગયો; ત્યાં તો લીલાએ તેને અટકાવ્યો અને તેને પગે પડી બોલી; "પ્રભુ આપને લાંબું આયુષ્ય આપે અને લીલાના ગયા પછી તમે સુખી અને લાંબું જીવન ગાળો!"

રાજેન્દ્રે તેને જોરથી પકડી, હૃદય સાથે ચાંપી અને એકદમ કાંઇ યાદ આવ્યું હોય એમ તેને દૂર કરી જોરથી બહાર ચાલ્યો ગયો.

લીલા તેનો દુરથી સંભળાતો જતો પદરવ સાંભળી રહી અને રાજેંદ્ર તો દૃષ્ટિપથમાંથી અદૃશ્ય થઇ ગયો.

અનિમેષ નયને જોતી લીલા બોલી: "ગયા! પ્રાણ ગયા! પણ, હા! મેં શું કર્યું? હું સ્ત્રી નથી, રાક્ષસી છું! ના, ના, હું સાધ્વી છું. મારૂં હૃદય રડે છે. અંતઃકરણનો અવાજ કહે છે કે તેં 'કામ' ઉપર વિજય મેળવ્યો છે. શું કરૂં? કોને પુછું? કોઇ કહેશો? મારૂં હૃદય શુદ્ધ છે; તો પછી આવા પ્રેમીને આવો બદલો? મને તો સત્ય લાગ્યું તે મેં કર્યું છે!"

રાજેંદ્ર બહાર નીકળ્યો ત્યારે એક આકૃતિ તેના ઉપર નજર રાખતી ફરતી હતી; પણ તે તેના જોવામાં આવી નહિ. તે આકૃતિ તેની પાછળ પાછળ ગઇ. રાજેંદ્ર પોતાની ગાડીમાં બેઠો અને પેલી આકૃતિ કપાળે હાથ દઇ ભોંય ઉપર બેસી ગઇ.

તે સરોજ હતો. તેના હાથમાં ભરેલી પીસ્તોલ હતી. તે બડબડ્યો: "મેં તેને મારી નાંખ્યો? અહીંઆંજ મારી ...માં હતો."

તેને બીજો વિચાર આવતાં તે ઉઠીને દોડવા માંડયો અને લીલાદેવીના ઘર તરફ ગયો. દાદર ઉપર ચઢયો, એટલે લીલાએ ચીસ પાડી: "કોણ સરોજ?"

"હા. હું સરોજ હતો, પણ હવે નથી. હવે તો હું સેતાન છું! કોણ? લીલા? તું રડે છે? તારો આશક–તારો યાર તને છોડી ગયો તેથી રડે છે? હા! હા! હા! લીલા! તું રાજેંદ્રની 'રાખેલી' લીલા કેમ?"

લીલા સ્તબ્ધ બેસી રહી. પળવાર સરોજ દબાયો, પણ પછીથી બોલ્યો: "રાજાની રખાત, લીલા! આ તારી અધોગતિ? અમારા શુદ્ધ આદર્શોની નિષ્કલંક સાધ્વી લીલા, તુંજ રાજેંદ્રને પહેલીથી ઓળખતી હતી; તેંજ દગો કર્યો: પણ યાદ રાખ, દગા કિસીકા સગા નહિ!"

"સરોજ! તું ગાંડો તો નથી થયોને? શું બોલે છે તેનું ભાન છે? મૂર્ખ?"

"કેમ, સાચી વાત સાંભળી શકાતી નથી? રાજેંદ્રની જીંદગી કોણે બચાવી? રાજેંદ્રની માશુકે! મંડળને કોણે વેચ્યું? રાજેન્દ્રની રખાતે! બોલ, સાંભળવું છે વધારે?

"હા. હા. ખરી વાત છે. રાજેંદ્ર મારો હૃદયનાથ છે."

સરોજ ચીસ પાડી પડી ગયો. લીલા બોલી: "સરોજ, આજે તને કંઈ ભાન નથી. તું ગાંડો બની ગયો છે; ઇર્ષ્યાથી ઘેલો બન્યો છે, ઉશ્કેરાયો છે. હું સ્ત્રી છું, સ્વતંત્ર છું અને મને ઠીક પડે તેને મારૂં હૃદય અર્પવાનો મને હક્ક છે. તમે મારૂં પેટ ભરીને અપમાન કર્યું છે. હું રાજેંદ્રની રખાત નથી, પણ તે મારા હૃદયનાથ છે!"

"આ શબ્દો મારી આગળ તું બોલે છે?"

"હા. સત્ય વાત કહેતાં હું કોઇથી ડરતી નથી."

સરોજનો છૂપાયલો. હાથ એકદમ બહાર આવ્યો અને જબરો ધડાકો થયો.

"અરે,—તું—સરોજ—પ્રભુ!" કહી લીલા ગોળીબારથી ઘવાએલી નીચે તૂટી પડી. પડતાં પડતાં તેણે સરોજના હાથમાંથી પીસ્તોલ ઝુંટવી લેતાં બોલી: "સરોજ! રાજેંદ્રને કહેજે કે મેંજ આત્મહત્યા કરી છે! જા, સરોજ જા, તારી જીંદગી બચાવ. હું તને ક્ષમા આપું છું."

આમ કહેતાંની સાથેજ લીલા ધબ દઇને જમીનપર પડી ગઇ. થોડી પળે તે સતેજ

સરોજ પૂતળાંની માફક સ્તબ્ધ થઇ ગયો. થોડી પળે તે સતેજ થયો અને બોલ્યો; "લીલા—હા. મેંજ આત્મહત્યા કરી એમ રાજેંદ્રને કહેવું! મરતી વખતે પણ એકજ નામ અને એકજ ચિંતા; રાજેંદ્ર! રાજેંદ્ર! આ રહ્યાં એનાં ગુલાબો." કહી લીલાની પાસે ગુલાબનાં ફુલ ફેંક્યાં. અને એ ગુલાબો તેના લોહીથી ખરડાયાં તે તે જોઇ રહ્યો.

ફરી ચમક્યો, ફુલો દુર ખસેડ્યાં. "રાજેંદ્રનાં ગુલાબો!" કહી તેણે બારણું ધીમેથી ઉઘાડ્યું અને કાંઈક બડબડતો બડબડતો બહાર ચાલ્યો:

"મારે કામ છે, હું પ્રધાનમંડળમાં આવ્યો છું. મારે લોકસેવા કરવી છે, અને લીલા મરી ગઇ! હા! તે પડી ગઇ! કોઇએ મારી નાખી! ના, ના, તેણે આપઘાત કર્યો. હવે લીલા નિરાધાર બાળકોને ઉછેરશે નહિ, અને હવે—" તે હસ્યો, "એના સુખથી એમ નહિ કહે કે 'રાજેંદ્ર મારા-હૃદયનો સ્વામી છે!"

આમ મનમાં બોલતો બોલતો પાછે પગે ચાલતો ધીમેથી બારણું બંધ કરી દાદરપરથી અર્ધ ગાંડાની જેમ સરોજ ઝપાટાબંધ ઉતરી ગયો અને ઘોર રાત્રિમાં અશ્વત્થામાની જેમ ભટકવા લાગ્યો.

—❧—

# પ્રકરણ ૩૪ મું.

## એક મૃત આત્માનું સન્માન.

કોઈવાર દેશ ઉપર મહાભારત દુઃખો એકાએકજ આવી પડે છે. દેશમાં સર્વત્ર શાંતિ ફેલાએલી લાગતી હોય છે, ત્યારે અચાનક અશાન્તિનો વંટોળ ચડી ઉઠે છે. દંભીઓ અને પ્રપંચીઓ ઇશ્વરના અસ્તિત્વની શંકા કરી ઈશ્વરને મશ્કરીનો વિષય બનાવે છે, ત્યારે એકાએક વિજળીની માફક કોઇ આપત્તિ આવી પડે છે. અને પછી પ્રભુની અનંત શક્તિમાં લોકોની શ્રદ્ધા વધે છે. જગતમાં ઘણીવાર એમ પણ બને છે કે ઉપયોગી માણસો કાળના મુખમાં જઇ પડે છે, જ્યારે નિરૂપયોગી માણસો લાંબુ જીવન ભોગવે છે.

લીલાદેવીનું મૃત્યુ-અકાળ મૃત્યુ આવાજ પ્રકારનું હતું. તેનું સમગ્રજીવન નિઃસ્વાર્થ સેવામાં ગયું હતું. તેને નહોતું મળ્યું માતાનું સુખ કે ન હોતું મળ્યું પિતાનું સુખ. તે રસ્તા ઉપર રખડતી હતી, ત્યાંથી સરોજે ઉચકી તેને ઉછેરી હતી. સરોજ સિવાય બીજા કોઇ પુરૂપના વધુ સંસર્ગમાં તે આવી નહોતી, અને છેવટે તેનો રક્ષકજ તેનો ખૂની થયો હતો।

બાળપણમાં તેણે તેને ભણાવી, સારાં પુસ્તકો વંચાવ્યાં અને તેને પરિણામે તેણે સાહીત્યમાં તેણે એટલી બધી પ્રવીણતા મેળવી હતી કે 'સામ્યવાદ'નાં જે પુસ્તકો સરોજને નામે પ્રસિદ્ધ થયાં હતાં તેની લેખિકા લીલાદેવી હતી.

લીલાનું એક ધ્યેય સરોજને રાજી રાખવાનું હતું. જેમ જેમ તે ઉમ્મરમાં આવતી ગઇ તેમ તેમ તેને લાગ્યું કે સરોજનો પ્રેમ

વાત્સલ્ય ભાવવાળો નહોતો. તેને ભય લાગવા માંડયો હતો, કે તેનો પ્રેમ પતિના પ્રેમ જેવો થતો જતો હતો. તે કારણથીજ તેણે તેનાથી જૂદા રહેવાનું પસંદ કર્યું હતું, અને પોતાનાં લખાણની આવક ઉપરજ જીવન ગાળવાનું પસંદ કર્યું હતું.

તેને અનાથો અને પીડિતોની સેવા કરવામાં રસ પડતો હતો. બચપણમાં તેણે કશોજ આનંદ અનુભવ્યો નહોતો અને મોટી થયા પછીનું જીવન પણ શુષ્કજ હતું. માતપિતાના કે એવાજ સ્નેહની ગેરહાજરીમાં જીવનમાં રસ કે ભાવભીની મીઠાશ ક્યાંથી આવે! પણ જ્યારથી 'રાજુ' ક્રાંતિકારક મંડળમાં જોડાયો ત્યારથી તેના હૃદયમાં ભાવનો સંચાર થયો હતો અને હૃદયમાં સ્નેહની લાગણી ઉભરાવા લાગી હતી, અને જીવનમાં કંઇક રસ આવવા માંડયો હતો.

તે રાજુના પ્રેમનાં સ્વપ્ન સેવતી હતી, પણ રાજુમાંથી રાજેંદ્ર થતાં તેનાં એ સ્વપ્નનો ભાંગીને ભૂકો થઇ ગયો. અધૂરામાં પૂરું તેના પોતામાં પણ પ્રેમના ભાવનો ઉદય થયો હતો, એટલે તે વધારે નિરાશ થઇ. પણ મન અને શરીરથી પવિત્ર લીલાદેવીને અપકીર્તિ કરતાં મૃત્યુ વધારે પસંદ હતું અને અપકીર્તિ થાય તે પહેલાં મૃત્યુને તે વિશેષ આવકાર લાયક લેખતી હતી. એટલામાં તેના પાલકેજ મૃત્યુ સાથે ભેટાડી દીધી.

ભયંકર રાત્રિ પસાર થઇ. તારા અને ચંદ્રમાનાં શીતળ કિરણોએ લીલાદેવીના મૃતદેહ ઉપર ચોકી રાખી. પ્રભાત થયું, ત્યારે હંમેશની જેમ લીલાને જગાડવા એક બાઇ આવી, પણ અંદરથી કશો જવાબ ન મળતાં તેણે બારણાંને હડસેલો માર્યો, અને અંદરનું ભયાનક દશ્ય જોઇ બોલી ઉઠી; "શું લીલાદેવીનું મૃત્યુ!"

વા વાત લઇ ગયો. શહેરમાંથી અનેક અનાથો અને બીજાં માણસો તેનાં દર્શન કરવા નીકળી પડયાં. દાક્તરે તેના શરીરની

અને આજુબાજુના સંયોગની તપાસ કરી આત્મઘાત કર્યાનો અભિપ્રાય આપ્યો. લોકોએ તે વાત માની નહિ. "આત્મઘાત શા માટે કરે? અમે બધા તેની પાછળ મરી ફીટવા તૈયાર હતા!" એમ લોકો બોલવા લાગ્યા. કેટલાક રડવા લાગ્યા, કેટલાક નિ:શ્વાસ નાંખવા લાગ્યા, કેટલાક ઇશ્વરને સંભારવા લાગ્યા.

લીલા અનેક અનાથોનું આશ્રયસ્થાન-વિસામો હતી. દુ:ખી કુટુંબોના દિલાસા રૂપ હતી. તે આજે આમ અચાનક મૃત્યુ પામતાં લોકો વિવ્હળ બની ગયા, પોતાના વ્હાલામાં વ્હાલા પ્રાણ ગુમાવ્યા હોય એવા દીન બની ગયા.

કોઇ બોલ્યું: "સરોજને કોણ ખબર આપશે?" એટલામાં નાસીરનો ખોખરો અવાજ આવ્યો: "રાજેંદ્રને કોણ કહેવા જશે?" લીલાદેવીએ તેની જીંદગી બચાવી હતી; એટલે તેને ખાસ ખબર આપવી જોઇએ." આમ કહી તે રાજેંદ્રને ખબર આપવા ટોળાંમાંથી બહાર નીકળ્યો.

સરોજને ખબર આપવાની કોઇની હિમ્મત ચાલી નહિ. કેટલીક ભલી બાઇઓએ ધીમેથી મૃત લીલાના હાથમાંથી પીસ્તોલ લઇ લીધી અને સરખી રીતે તેના શબને સુવાડયું. તેની પાસેથી એક કાગળ મળી આવ્યો; તેના ઉપર 'મારી છેલ્લી ઇચ્છા' એવું લખેલું હતું. તમામ સરોજના આવવાની રાહ જોતાં બેઠાં હતાં. લીલાના શરીર ઉપર સફેદ સાડી ઓઢાડવામાં આવી હતી અને ચારે બાજુ પુષ્પો વેર્યાં હતાં. લોકો એક બારણેથી આવી દર્શન કરી બીજે બારણેથી ચાલ્યાં જતાં હતાં. લોકોનો ધસારો એટલો બધો હતો કે દશ દશની સંખ્યામાં તેમને એકી સાથે દાખલ કરવાની જરૂર પડી હતી.

કોઇ પણ દિવસ રાજમહેલ આગળ ન જનાર નાસીર અહમદ જોસભેર ત્યાં ગયો. ચોકીદારે તેને રોકયો, પણ તેણે

પોતાનું નામ આપી રાજેંદ્રને મળવાની ઇચ્છા દર્શાવી અને રાજેંદ્ર ન મળી શકે તો સર રઘુનાથને મળવાની ઇચ્છા બતાવી.

સર રઘુનાથે આવી તુર્તજ તેને પાસે બોલાવી પુછ્યું. " કેમ, ભાઇ નાસીર, આટલા વહેલા ?"

" રાજેંદ્રને મળવા અને લીલાદેવીનો સદેશો કહેવા,"

" ખબર સારા છે કે માઠા ?"

" તે તો પ્રભુ જાણે, પણ મોઢામોઢ કહેવાના છે."

" એમ હોય તો ચાલો મારી સાથે."

નાસીરને જોતાંજ રાજેંદ્ર વિચારમાં પડયો અને બોલ્યો. " નાસીર ! અત્યારે શું કામ છે ?"

" કામ કાંઇ નથી, પણ લીલાદેવી——,,

" શું ! લીલાદેવીનું શું ?"

" લીલાદેવી આ જગતમાં નથી !"

વિજળીનો અચાનક આંચકો લાગ્યો હોય તેમ રાજેંદ્ર નિષ્ચેષ્ટ બની ગયો. તે ફાટી આંખે નાસીર તરફ જોઇ રહ્યો. તેની આંખો શૂન્ય જેવી સ્થિર થઈ ગઇ, થોડીવાર બેમાંથી એકકેયે કાંઇ ઉચ્ચાર કર્યો નહિ.

" લીલા મૃત્યુ પામી છે. સવારમાં લોકોએ તેને તેના મકાનમાં મરેલી જોઈ. તેના હાથમાં પીસ્તોલ હતી. છેલ્લાં દર્શન કરવાં હોય તો હજુ સમય છે. જાઓ, જલદી જાઓ, લોકો તેના શબ ઉપર ફૂલોનો વરસાદ વરસાવી રહ્યા છે."

આ સાંભળી રાજેન્દ્ર સ્થિરજ બેસી રહ્યો; તેથી ફરી તે નિષ્ઠુ-રતાથી બોલ્યો: "ધુળ પડી તમારી સત્તામાં! સમ્રાટ પદની સત્તા ભોગવી અને તમારી પ્રેમપાત્રી જીવતી ન રાખી શક્યા! તમારે ખાતરજ એ બિચારી મરી ગઇ હશે દોસ્ત રાજુ, હું તને રાજેન્દ્ર તરીકે ધિક્કારતો આવ્યો છું. તેં કોઇ દિવસ ભૂખ તરસ, ટાઢ, તડકો વેઠયાં નથી, ગરીબાઈ જોઇ નથી: માટેજ તને ધિક્કારું છું. તું પ્રેમને સમજતો નથી, પ્રેમભંગને પણ સમજતો નથી. રાજેન્દ્ર! મેં તારો લીલા ઉપરનો પ્રેમ જોયો છે. એ તારે ખાતરજ મરી ગઇ છે. મેં પણ મારી સ્ત્રીને આજ રીતે મારી નાખી છે. મને વિયોગનું દુઃખ બાળી રહ્યું છે. હા...હા...હા હવે આપણે સરખા થયા. પુરુષો શાપથી બંધાયેલા છે. તેઓ પોતાની પ્રિયતમાનાજ ખુની થાય છે ને પછી દિલગીર થાય છે."

રાજેન્દ્ર દુઃખી ચહેરે આ બધું સાંભળી રહ્યો હતો. તે જોઇ તે આગળ બોલ્યો: "રાજેન્દ્ર! તારે માટે દિલગીર છું."

રાજેન્દ્ર ઉભો થયો. તેણે હાથની મુઠ્ઠી વાળી હતી. તેની આંખો ઉંડી ગઇ હતી. તે બોલ્યો; "બોલ, નાસીર, ફરી બોલ! લીલાદેવી ગુજરી ગઇ?"

નાસીર બોલ્યો: "લીલાદેવી ગુજરી ગઇ પ્રભુ એવોજ છે. સૌંદર્યનો વિનાશજ કરે છે."

"કોણ લીલા ગઇ! ત્યારે હવે શું રહ્યું? સર્વસ્વ ગયું! જા—નાસીર તેને કહે—કોને કહે? ના, ના, હું આવું છું. સર રઘુનાથ ગાડી જોડાવીને નાસીરને આપો. જાઓ, લીલા—મારી સંરક્ષક મરી ગઇ છે."

સર રઘુનાથ આભો બની ગયો. રાજેન્દ્ર બોલ્યો: "અચાનક

મરી ગઈ, અચાનક વીજળી પડી! લીલા એક અદ્ભૂત શક્તિ
હતી. નોધારાની આધાર હતી. ગરીબોની......" તે બોલતાં
અટકી ગયો.

રઘુનાથે નાસીરને કહ્યું: "આવા ખબર શા સારૂ લાવ્યો?
આ ખબરથી રાજેંદ્ર મરી જશે."

"અરે! તેણેજ મારી નાખી છે, તે તેની નજરે ન ચડી
હોત તો—પણ હવે રામ રામ—" કરી નાસીર ચાલતો થયો.

બપોર થતાં આખા શહેરમાં લીલાદેવીના મૃત્યુના ખબર
પ્રસરી ગયા. શહેરમાં થાળી પીટાઇ. મોહલ્લાઓ તથા શેરીઓમાં
લોકોનાં ટોળાં થોકબંધ જમા થવા લાગ્યાં. બધાં એજ વાત
કરતાં હતાં. હજારો લોકો તેના મૃતદેહનાં છેલ્લાં દર્શન માટે
આવતાં હતાં.

સરોજ મસ્તક નમાવી વંદન કરવા આવ્યો, પણ લોકોનું ધ્યાન
એ તરફ નહોતું. તે એક સુંદર મકાનમાં રહેતો હતો ને લીલા
ગરીબાઇમાં રહેતી, તેથી સરોજે લોકોનો વિશ્વાસ ખોયો હતો.
લોકોના ટોળામાંથી કોઇને પણ ગંધ આવી હોત કે સરોજ લીલાનો
ખુની છે તો તેના શરીરના રાઇ રાઇ જેટલા કુકડા થઇ ગયા હોત.
લોકમત પવનની જેમ દિશાઓ બદલ્યા કરે છે.

રાજની ટોળી સરઘસ રૂપે પસાર થઇ, તે વખતે ધીમો
જયનાદ થયો. ભવ્ય રાજેંદ્ર ગરીબ ગૃહમાં ગયો. સરોજ પહેલે-
થીજ ત્યાં પહોંચી ગયો હતો.

ઢગમાંથી તેનું મોઢું અને સુંદર કાળા વાળ દેખાતા હતા. આ મૃત શરીર—તેની પ્રાણ-પ્રેરક લીલા હતી. રેશમ જેવાં ચળકતાં ભવાં તેના કપાળમાં-શોભી રહ્યાં હતાં. રાજેન્દ્ર ધ્રુજતો ધ્રુજતો વાંકો વળ્યો અને સ્વસ્તિક વાળા હાથ ઉપર ચુંબન કર્યું. આ જોતાંજ સરોજે તેનો હાથ પકડી તેને દુર કર્યો. તે ઘોઘરા અવાજે બોલ્યો : "તેનો સ્પર્શ ન કરો. તેને શાન્તિથી સુવા દો."

"તેણે આપઘાત કેમ કર્યો? શું તે કાંઈ દુ:ખી હતી?" રાજેન્દ્ર બોલ્યો.

સરોજ ચમકયો, રાજન્દ્રેનાં તિક્ષ્ણ ચક્ષુઓ તેના હૃદયને ચીરવા લાગ્યાં. સરોજ તેની સામું જોઇ ન શકયો. તેનું મગજ ભમવા લાગ્યું. તેણે સાંભળ્યું હતું કે ખુન થયેલા મનુષ્યના મડદામાંથી ખુનીની હાજરીમાં લોહીની ધાર થાય છે, સરોજને બીક લાગી, કે લીલાના શરીરમાંથી લોહીની ધાર છૂટશે તો? તો તેનું પાપ જાહેર થઇ જાય, તેથી તે બોલ્યો; "તે તો મારા કરતાં આપને વધારે ખબર હોય."

રાજેન્દ્રે આ ન સાંભળ્યું, તેથી તે બોલ્યો: "કેવી અપૂર્વ બુદ્ધિ, સ્ત્રી શક્તિનો અપ્રતિમ નમૂનો, તેને માટે મારૂં રાજ્ય, મારા પ્રાણ સમર્પણ કરત—પણ તેણે કશુંજ સ્વીકાર્યું નહિ. કશુંજ નહિ—પ્રેમ પણ નહિ?"

એક અદેખાઇ ભરેલો અવાજ આવ્યો; "ના, ના, તે પોતાની મરજી વિરૂદ્ધ સ્વીકારવો પડયો હતો"

સરોજને ઇર્ષ્યાનો અગ્નિ બાળી રહ્યો હતો. તેના મગજમાં કોઇ હથોડા મારતું હતું. તેને ઘડીકમાં એમ થતું કે લીલાનું ખુન કર્યું તેવુંજ તેના પ્રેમનું-રાજેન્દ્રનું ગળું દાબી દઉં. પણ જનસમાજ

ની તેને ભીતિ લાગી. જો લોકો જાણે કે ખુની સરોજ છે, તો તેના ટુકડા ટુકડા થઇ જાય. મનને કાબુમાં રાખી "તેની છેવટની ઇચ્છા" વાળો પત્ર રાજરાજેન્દ્રને આપી પૂછ્યું: "રાજરાજેન્દ્ર, તેની મરજી મુજબ તેને સમુદ્ર સ્નાન કરાવશો?"

રાજેન્દ્રે પત્ર લીધો અને માનથી આંખે અડાડયો. એ પત્ર તેણે વાંચ્યો, ત્યારે સરોજનું મોં કાળું પડી ગયું. તેનું તેજ હરાઇ ગયું.

પત્ર નીચે પ્રમાણે હતો;

**મારૂં શબ જડે તેને**

મારા શબને સમુદ્રમાં મૂકી દેશો. મારી ઇચ્છા છે, કે કોઇએ મારૂં નામ-શેષ જાળવવા પ્રયત્ન કરવો નહિ. હું જાઉં છું-હું જાઉં છું ત્યાં આવશો કોઇ નહિ; અને હું જ્યાં દટાઉં ત્યાં ફૂલોને વેરશો કોઇ નહિ. મારી ઉર્મિઓ અનંત છે. મારી છેવટની શાન્તિમાં કોઇ ભંગ પાડશો નહિ. એજ મારી અંતિમ અભિલાષા.

લી૦ **જનસેવિકા-શીલા.**

આ પત્ર અમુક સમય પહેલાં લખેલો હતો. રાજેન્દ્ર સરોજ સામું જોઇ બોલ્યો: "તેની મરજી પ્રમાણેજ કરવાનું છે. સરોજ, તમેજ તેના બાળપણના પોષક, સ્ત્રીત્વના સંરક્ષક, તેની જિન્દગીના રક્ષણહાર-બધું કામ તમેજ હાથમાં લો."

ફરી રાજેન્દ્ર બોલ્યો; "લીલા! આપણે ફરી મળશું-મૃત્યુને પેલે પાર." એટલું બોલી તે ચાલતો થયો.

પાંચ દિવસ પછી ત્યાં જુદોજ દેખાવ થયો, તે શહેરના સમુદ્ર કાંઠે લાખો લોકોની મેદની જામી હતી. એક વહાણ "અનંતતાની ભૂમિ" એ લઇ જવા તૈયાર કરવામાં આવ્યું. તેમાં એક ભવ્ય પેટીમાં લીલાનું શબ હતું. ફૂલોથી તે ઢંકાઇ ગયું હતું. તેના ઉપર એટલા બધા હાર ચડ્યા હતા કે આખું વહાણ ફૂલનૌકા જેવું લાગતું હતું. નૌકાના સઢ ઉપર ફૂલોની ચાદર બિછાવી હતી. પ્રત્યેક ઘરમાંથી ગુલાબનાં ફૂલો અને હાર લીલાદેવીના શબ ઉપર વેરાયાં હતાં.

આ વહાણની એવી ગોઠવણ કરવામાં આવી હતી, કે એક સ્ટીમ લોંચ તેને બે ત્રણ માઇલ દરિયામાં લઇ જાય અને પછી તેના દોર કાપી નાખી તેને અનંતતામાં-અનંત અગાધ સમુદ્રમાં છોડી દે. એક તરફથી આ તૈયારી ચાલતી હતી. અને બીજી તરફથી પાટવીકુંવરના પુનરાગમનની તૈયારી થતી હતી.

પ્રાસાદની અટારીએથી મહારાણી લીલાદેવીની અંતિમ યાત્રા નિરખી રહી હતી. તેના હૃદયમાં શાન્તિ અને કુતુહલ બેઉ હતાં. લીલા તેની અજ્ઞાત હરિફ આજે મૃત્યુ પામી હતી. તેનું શરીર-શબ આજે સમુદ્રના અગાધ જળમાં ડૂબી જવાનુ હતું, આથી તેને મનમાં આનંદ થતો હતો. તેના મોઢા ઉપર લાલી દેખાતી હતી. તેને લાગતું હતું કે પોતે જુવાન થઇ છે. તે આજે પ્રેમના પ્રથમ પાઠ શીખતી હતી. રાજેન્દ્ર તેના હૃદયનું મધ્યબિંદુ હતું. તેણે વહાણને જતું જોયું અને છૂટકારાનો દમ ખેંચ્યો. લોકોનાં ટોળાં વિખેરાવા લાગ્યાં. રાજેન્દ્ર ઉપર જાદુ કરનાર તેના હરિફનું શબ આજે સમુદ્રને તળીએ જઈ બેઠુ હતુ.

આ બધું જોયા પછી રાણી રાજી થતી ઉઠી અને રાજેન્દ્રને

આવકાર આપવા માટે તૈયારી કરવા લાગી. તેની આંખોમાં ચમકારા થતા હતા. તેના હોઠ હસુંહસું થઈ રહ્યા હતા. તે પ્રેમની અને મધુરતાની પ્રતિમા જેવી લાગતી હતી. બરફની પુતળી ઓગળી હતી અને બરફની નીચેનાં કમળો ખીલવા માંડયાં હતાં. તેણે સમુદ્ર તરફ નજર કરી. અટારીમાં પવન ફૂંકાઇ રહ્યો હતો. પડદાઓ ઉડી રહ્યા હતા. તે જોઇ તે બોલી: "આજે સમુદ્રમાં તોફાન લાગે છે; પેલી નૌકાના ક્ષણવારમાં ભુક્કા થઇ જશે. પછી રઘુનાથની બેન ત્રિશુળા સામે જોઈ તે બોલી:" લોકોનો કેટલો પ્રેમ! બાઇ બધું નિઃસ્વાર્થી હોવી જોઈએ, એક એક બાળક, સ્ત્રી કે પુરૂષ બધાંજ ફુલના હાર લઇને દોડતાં હતાં."

ત્રિશુળા બોલી: "જે દહાડે તેણે રાજેન્દ્રની જિન્દગી બચાવી તે દિવસથી હું ફક્ત તેનોજ વિચાર કર્યા કરૂં છું."

"તેમાં શું? રાજેન્દ્રની જિન્દગી તો બધાજ બચાવે: એમાં નવાઇ શી કરી?"

એટલામાં બારણું ઉઘડયું અને રઘુનાથ અંદર આવી બોલ્યો: "માફ કરજો મહારાણી-મેં જાણ્યું કે રાજેન્દ્ર આવ્યા હશે."

"આવવાજ જોઇએ-પણ પ્રજાના કામમાં રોકાયેલા હશે. મને સાંજે મારા ઓરડામાં જઇ તેમનું લખેલું એક પાકીટ લઇ આવવાનું કહ્યું છે. ઠીક હું જાઉં છું. મારી રાહ જોતા હશે."

આટલું બોલી રાણી ઉપર ગઈ. ભાઇ બેન એકલાં પડયાં. ત્રિશુળા રડવા લાગી.

"બેન કેમ રડે છે?"

# પ્રકરણ ૩૫ મું.



## રાજત્યાગ કે મહાભિનિષ્ક્રમણ.

આકાશમાં વાદળાં ઘેરાતાં હતાં. સાંજના માત્ર એકાદ વાદળું હતું, તેમાંથી વાદળની ઘટા છવાઇ ગઇ. ધીમે ધીમે પવન પણ જોરથી ફૂંકાવા લાગ્યો. સમુદ્રનાં મોજાંઓ ઉછળવા લાગ્યાં અને પવનના સુસવાટા બોલવા લાગ્યા. રાત્રિ ઘોર અને અંધકાર-મય બની ગઇ. બિચારા રાંગણેકરે આ મોજાંઓનો તથા પવનનો સુસવાટ સાંભળ્યો. પ્રો. રાધાક્રીશ્ન તેને ઘેર આવ્યા હતા. તેના મનમાં રાજેન્દ્ર માટે ધાસ્તી હતી. મનના રોગનું સમાધાન ન થઇ શકવાથી તેને ચિંતા થતી હતી. એ ચિંતામાં તેનું શરીર નંખાઈ ગયું હતું. એ સારૂ એ રાત રાંગણેકરને ત્યાં ગુજારવા રાજેન્દ્ર પાસે રજા માગી હતી. પવનના સુસવાટાથી અવાજ થતો હતો અને બધેજ શ્મશાનની શાન્તિ જેવું લાગતું હતું.

તેણે વાતની શરૂઆત કરી: "ભાઈ, રાંગણેકર કીર્તિ આવે ત્યારે તું આવું સોગીયું મોઢું લઇ તેની પાસે ન જતો. એ તો ધમ ધમ કરતી આવશે અને સમસ્ત પ્રજા જયના હર્ષનાદ કરશે."

રાંગણેકર કહે: "હવે મારી જરૂર નથી. તે કાંઇ મારી સગી નથી. મને તો હીરો મળ્યો. તેને પાસા પાડી રાજાના મુગટમાં મૂકવા લાયક બનાવ્યો. હવે હીરાની મારે જરૂર નથી."

"પણ કીર્તિ તો તમારી આજ્ઞા વગર ડગલુંએ નાહિ ભરે."

એવામાં પવનનો જબ્બર સુસવાટો આવ્યો. "આજની રાત

ભયંકર લાગે છે. ગરીબ બિચારી લીલા આવા તોફાનમાં—તેનું શબ વહેલુંજ તળિયે બેસવાનું."

રાંગણેકર બોલ્યો: "મેં તો તેને જોઇજ નથી, પણ તેના નામમાં જાદુ છે. બિચારીને કીર્તિને મળવાની બહુ ઇચ્છા હતી."

"મને તો વિશેષ અનુભવ છે. લીલા લાવણ્યની મૂર્તિ હતી, પણ સૌંદર્યના બધા ગુણો તેનામાં નહતા, છતાં તેનામાં અજબ આકર્ષણ હતું. નાદાન છોકરાઓ કરતાં પુખ્ત ઉમ્મરના પુરૂષોને તે પ્રાણ સમાન હતી. તેનું હૃદય પુષ્પના કરતાં કોમળ હતું; પણ તેનું બુદ્ધિબળ પુરૂષો કરતાં તેજસ્વી હતું. તે આપઘાત કરે તે હું માનીજ શકતો નથી, કેમકે મુસીબતોનો સામનો કરવો એજ તેનો મુદ્રાલેખ હતો."

આમ વાત કરતાં તેઓ અટક્યા, ને થોડીવાર મૂંગા રહ્યા પછી રાંગણેકરે પૂછ્યું: "સરોજ ક્યાં છે?"

"છેલ્લો મેં તેને શબવાળા વહાણ ઉપર જોયો નથી. હવે તો એ પદવીધર થઇ ગયો."

રાંગણેકરની આંખો ચમકી." એણે લીલા માટે જગ્યા લીધી. એ તો જબરો બળવાખોર હતો."

વળી પાછી શાન્તિ છવાઇ ગઇ. ફરી પાછો પવન જોરથી વાવા માંડ્યો. એક અર્ધઘેલા માણસે આવી બારણું ખખડાવ્યું; ને જોરથી બૂમ મારી બોલ્યો: "રાંગણેકર!... રાજેન્દ્ર!"

બેઉ ચમક્યા. બોલનારનો અવાજ બેસી ગયો હતો. રાંગણેકરે પૂછ્યું: "ભાઇ! તને શું થયું છે? રાજેન્દ્રનું શું?"

"મોજાં ડુંગર જેવડાં આવે છે. બચવાનો કોઇ આરો નથી."

"કોને? જે હોય તે સ્પષ્ટ કહી દે."

"રાજેન્દ્રને-મેં એનું મોં બરાબર જોયું છે-એજ રાજેન્દ્ર હતો! લીલાદેવીની શબવાળી નૌકા જ્યારે જતી હતી તે વખતે ટોળામાંથી એ માણસ મારી પાસે આવ્યો અને મને મારી હોડી ત્યાં લઇ જવા કહ્યું. આ વખતે દરિયો તોફાની હતો; તેથી તેણે મને સોના મહોરની થેલી બતાવી—પણ મેં તેને ઓળખ્યો નહિ. તેનું મોં ઢાંકેલું હતું. મને થયું કે તે પેલી બાઇનો પ્રેમી હશે. પવન ખૂબ હતો. અમે જલદી પહોંચ્યા અને પછી."

"પછી શું? જલદી કહે!"

"અમે પહોંચ્યા એટલે પેલી નૌકાના દોર કપાયા અને નૌકા નાચવા માંડી. મારી હોડી જેમ તેમ કરી નૌકા પાસે લઇ ગયો અને મારો ઉતારૂ કૂદીને નૌકામાં ચડી ગયો તે મને સોના મહોરની થેલી આપી બોલ્યો; "તારૂં ભલું થાઓ." એવામાં વીજળીનો ચમકારો થયો અને મેં રાજેન્દ્રને બરાબર ઓળખ્યો."

"તારૂં ભલું થાય! કલાક પહેલાં તો હું અને રાજેન્દ્ર મહેલ આગળ છૂટા પડયા."

"ભાઇ હું પ્રતિજ્ઞા કરૂં છું કે એ રાજેંદ્ર જ હતો."

આ સાંભળી રાંગણેકરે ખુણામાંથી દોરડું લઈ કમરે બાંધ્યું અને પેલા માણસને પુછ્યું. "તારી હોડી કયાં છે?"

"આ કિનારે લાંગરેલી છે; પણ આવી અંધારી રાતે કઇ રીતે જવાના?"

"ગમે તે રીતે જઇશ, પહેલાં તો રાજાઓની મને પરવા ન હતી, પણ મારે મારા પાપનું પ્રાયશ્ચિત કરવું છે, જે હાથે એક

રાજાને હણ્યો, તેજ હાથે રાજેન્દ્રને બચાવીશ-નહિ તો હું પણ સાથેજ —"

રાધાકીશન તેની પાછળ દોડયો, પણ એ એક વાડમાં ફસાઇ ગયો ને બૂમો પાડવા લાગ્યો: " રાંગણેકર......રાંગણેકર!"

પેલો ખારવો નિમકહલાલ હતો. તેણે રાંગણેકરને રોકવા ખૂબ મહેનત કરી, પણ ન ફાવ્યો ત્યારે તોફાની સમુદ્રમાં હોડી ઝુકાવી. હજારો સિંહની ગર્જનાથી ગર્જતો સમુદ્ર પોતાનાં પ્રચંડ મોજાંઓ જળપર ઉપર પછાડી રહ્યો હતો. છતાં હોશિયાર નાવિકની ચાલાકી અને રાંગણેકરની પ્રબળ હિંમતથી હોડી ઉછળતી-કૂદતી આગળ ચાલી. રાંગણેકરે નજર કરી જોઇ પણ પેલું વહાણ નજરે ચડ્યુ નહિ. વાદળના ઘોર ગડગડાટ સાથે વીજળીનો જબ્બર ચમકારો થયો અને રાંગણેકરે દૂર ક્ષિતિજમાં પેલી નૌકા જોઇ. આનંદના ઉત્સાહમાં તેણે ચીચીઆરી પાડી. વહાણ હજી સલામત હતું. હજી રાજેન્દ્રને બચાવવાની આશા હતી. આશાનો દીપક છેવટનો પ્રકાશ કરતો હતો. એક પ્રચંડ મોજું આવ્યું અને હોડી એક વમળમાં ચક્કર ચક્કર ફરવા લાગી, અને થોડીવારમાં બન્નેને સાથે લઇ તળિયે જઇ બેઠી.

રાધાકીશનને કીર્તિની ખાતર રહેવા રાંગણેકર કહી ગયો હતો. તેણે દરિયા કાંઠે જોયું તો કશુંજ દેખાયું નહિ, એટલે થાકીને નિરાશ થઇ ભગ્ન હૃદયે પાછો ફર્યો.

રાજેન્દ્ર વિષે મળેલી સર્વ હકીકત ખરી હતી. લીલાના શબ પાસે મૃત્યુ નૌકામાં તે ઉભો હતો. ઘેલછા કહો કે મનનો ઉકળાટ કહો; તેનું પ્રેમપાત્ર ભાંગીને ભુક્કો થઇ ગયું હતું. તેની મહત્ત્વાકાંક્ષા, તેના મનોરથો સર્વ કાંઇ હવાઇ કિલ્લા જેવું બની ગયું હતું.

એને લાગ્યું કે પોતાનું શરીર મીણના જેવું ક્ષણજીવી છે અને આમાંથી છૂટાય તો ઠીક. આખું જીવન તેણે કેદી તરીકે ગાળ્યું હતું. સ્વતંત્રતાની લહેજત તેણે ચાખીજ નહોતી. તેનું સર્વ લક્ષ-તેનું ધ્યેય લીલામાંજ પૂર્ણ થતું હતું. લીલા સારૂ તે જીવી રહ્યો હતો. લીલાએ જગતનો ત્યાગ કર્યો ત્યારે તે પણ લીલાની સાથેજ મૃત્યુને સામે કાંઠે તેને મળવા તૈયાર થયો. શરીરના સુખ દુઃખમય ભાવોને તે ભૂલી ગયો. એને મૃત્યુને પેલે પાર જવું હતું—લીલાના સહવાસમાં.

લીલાના પ્રેમની ઊણપને લીધે સમ્રાટ પદ, રાજ્ય મુકુટ અને રાજસત્તા સર્વ કાંઇ તેને નિરસ લાગતાં હતાં. લીલાનું—લીલાના શબનું રક્ષણ એજ એનું ધ્યેય બની ગયું. "મારી લીલા!" તે બોલ્યો: "તારૂં હૃદય પ્રેમથી ભરપૂર હતું."

આટલું બોલતાં તે શબને અડયો અને ફરી બોલ્યો: "વહાલી! મળીશું, જલદી મળીશું. મૃત્યુને પેલે પાર! પ્રભુ દયાળુ છે!"

તોફાન જોરથી વધવા લાગ્યું. વિરાટ મોજાંઓ નૌકાને ગળી જવા પ્રયત્ન કરતાં હતાં. રાજેન્દ્રને, તેની પરવા ન હતી, આ વિરાટ દ્રશ્યને તે વિચિક્ષણતાથી જોઇ રહ્યો. પોતાનું જીવન તેને ચિત્રપટ જેવું દેખાવા લાગ્યું સુંદર છતાં શાન્ત મહારાણીનું મુખ દેખાયું. મહારાણી મારે માટે રડી પડશે એમ તેને લાગ્યું. નહિ...નહિ... એ તો મારે વિષે કવિતાઓ જોડીને નિરાંતે સાંભળશે. મહારાણીના એ પુત્રો—પ્રતાપને રણજીત તેની નજર સામે તરવા લાગ્યા. જયવંત અને કીર્તિના સુંદર ચહેરાઓ તેની સમીપ આવ્યા. સુખી યુગલ રાજ્યાસનપર વિરાજતું જોયું. રાજેન્દ્રે બે હાથ ઉંચા કર્યા ને "પ્રભુ તમને સુખી રાખો." નો આશીર્વાદ આપ્યો. પોતાની પ્રજા નજરે આવી. પ્રજાના હૃદયનો તે પ્રભુ બન્યો હતો.—પણ

પ્રજાએ ભૂલી જશે. ૭ મહિના શોક પાળશે; એમ વિચાર આવ્યો. નવું પ્રધાન મંડળ થશે. સરોજને પત્ર મળવાથી ભેદ ખુલ્લો થશે. સરોજને હજુ ઘણું કરવાનું છે. તેને સરોજની દયા આવી....એટલામાં વાદળીના પડદા ખસ્યા અને ચંદ્રમાનાં દર્શન થયાં. જરાક ભય અને અજાયબી વચ્ચે તેણે એક કાળો આકાર ઉભો થતો જોયો. થોડી વારમાં તે ઉભો થયો કે પ્રકાશમાં તેને ઓળખીને રાજાથી બૂમ પડાઇ ગઇ. "સરોજ...તું...મૃત્યુ નોકા ઉપર?"

તરતજ જવાબ મળ્યો: "રાજેન્દ્ર! તમે અહીં ભર દરિયે તોફાનમાં! જાઓ મહેલમાં જઇ આનંદ કરો.—સિંહાસન ઉપર એસી રાજ્ય ચલાવો. અહીં તમારૂં કામ નથી. તમને લીલા સાથે મરવાનો હક્ક નથી. લીલા મારી દેવી હતી!"

"હા...લીલા તારી દેવી હતી, પણ હું તેનો હૃદયનાથ હતો!"

સરોજ ભયંકરતાથી બોલ્યો; "જુઠ્ઠા છો! તે તો રાજેન્દ્રની હડહડતી દુશ્મન હતી. મારા જેટલો કોઇને તેના ઉપર પ્રેમ રાખવાનો હક્ક નથી. મારા પ્રેમનો એણે તિરસ્કાર કર્યો અને તનેજ હૃદયનાથ તરીકે સ્વીકાર્યો ત્યારે જે હાથથી તેનું પોષણ કર્યું એજ હાથે એને ખંજર મારી પ્રાણ લીધો—હું ખુની છું. મેં એનામાં પ્રાણ પૂર્યા ને મેંજ હર્યા!"

રાજાથી ચીસ પડાઇ ગઇ: "સરોજ! તેં મારી નાખી?—તું વિશ્વાસઘાતી! સેતાન—તેંજ મારી નાખી! બધા કહે છે કે તેણે આત્મહત્યા કરી!"

રાજેન્દ્ર ગુસ્સામાં તેની સામે ધસ્યો. સરોજ પીસ્તોલ તાકીને બોલ્યો; "હાથ ઉંચા કરો—હમણાંજ મારી નાખીશ. પણ સાંભળો. તેણે

મરતી વખતે શું કહ્યું; કહેજો કે તેણે આત્મહત્યા કરી. તેનો છેલ્લો વિચાર મને બચાવવાનો હતો તે મારૂં ધ્યાન ધરતી હતી. સ્ત્રીઓ કેવું જુઠું બોલે છે. હું કહું છું કે મેં મારી નાખી છે. મેં તમને મિત્ર કહ્યા એજ મારી ભૂલ! હું પ્રજાની પરવા કરતો નથી—અને કરી પણ નથી. મારે તો ફક્ત લીલાનીજ પરવા હતી; અને લીલા માટેજ પ્રજાની પરવા હતી. હુંજ તેની સાથે રહીશ અને મડદાં પાછળ સ્વર્ગમાં કે નરકમાં જ્યાં જવાતું હશે ત્યાં જઇશ!"

તે ગાંડાની જેમ હસ્યો—શાન્ત રાજેન્દ્ર વધારે શાન્ત થયો. હાથ જોડી શબની પાસે ઉભો રહ્યો. મોજાંની છોળો તેને ભીંજવી રહી હતી. સરોજે ફરી પૂછ્યું; "કેમ! તમારૂં અહીં શું છે? તમારી પાસે રાજ્ય છે, મુકુટ છે. મારે માટે આ લીલા તો રહેવા દેવી હતી, અને અત્યારે એકલા મરવાનું સુખ તો મેળવવા દેવું હતું?"

"હું પણ તારી માફક લીલા સાથેજ મરવા આવ્યો છું—મરવા નહિ પણ અનંત જીવન ગાળવા."

સરોજ કંઇક બબડયો ને પીસ્તોલ બરાબર રાજેન્દ્ર સામે તાકી. રાજેન્દ્ર ડગલાનાં બટન ખોલી બોલ્યો: "સરોજ! બરોબર તાક! આ વિશાળ છાતી ખુલ્લી મૂકી છે. આ લીલા આપણી સાક્ષી છે. જા, એ ખૂનો કરીને રાજી થા. મારે મરવું છે. મારે લીલા પાસે તારા કરતાં વહેલું પહોંચવું છે. જલદી કર; વખત ન લગાડ!"

ખીજને ગુસ્સાથી ગુંગળાતો—મુંઝાતો સરોજ સ્તબ્ધ થઇ ગયો. મોતમાં પણ તેને રાજેન્દ્રની ઇર્ષ્યા આવી. રાજેન્દ્ર લીલા પાસે મરે એ તેને ઠીક ન લાગ્યું. તેણે કુદીને રાજેન્દ્રનો હાથ પકડયો; ને બોલ્યો.

"બહુ પાસે ઉભા ન રહો, શબથી દૂર રહો."

રાજા શાન્તિથી તેના સામું જોયા કરતો હતો. સરોજ પાછળ

હસ્યો ને બોલ્યો: "એમ ડોળા ન કાઢો. હું તમને ગોળીથી વીંધી શકતો નથી." એમ કહી બરાબર નિશાનથી પીસ્તોલ તાકી. રાજેન્દ્ર સ્વસ્થ ઉભો હતો.

"લીલા—લીલા—મારી—મારી લીલા મૃત્યુને પેલેપાર.—"

કાન ફાડી નાખે એવો ધડાકો થયો—અને રાજેન્દ્ર પાછો પડવા જતો હતો. પણ તેને કશીય ઇજા નહોતી થઇ.

સરોજે પીસ્તોલનું મોઢું પોતાની છાતી તરફ ફેરવ્યું હતું; વહાણને છેડે પોતાનું શરીર ઢસડીને તે બોલ્યો: "પ્રભુ! મહારાજાનું રક્ષણ કરો. લીલાને કહેજો કે મેં આત્મહત્યા કરી છે અને તેનો સાક્ષી પ્રભુ છે."

ભયંકર મોજાંઓ તુતક ઉપર ધસવા માંડયાં. નૌકામાં પાણી ભરાવા લાગ્યું અને એક વિરાટ મોજાંએ વહાણને બે ભાગમાં વ્હેંચી નાખ્યું. એકમાં લીલાનું શબ હતું. બીજામાં સરોજનું શબ હતું. બીજા ભાગ સાથે સરોજનું શબ અનંત જળમાં ગરક થઇ ગયું. આ રીતે સરોજનો–તોફાની સરોજનો, મહત્વાકાંક્ષી સરોજનો અંત આવ્યો. ઘણા દેશનાયકોની જેમ તે પોતાને સીધી રાહ પર ન લઇ જઇ શક્યો. લોકસેવાની ઈચ્છાવાળા દેશ નાયકો આવે છે અને જાય છે. પણ વ્યક્તિત્વના અહંભાવ વગરનો, નિ:સ્વાર્થ અને અપૂર્વ એવો એકજ દેશ નાયક આ દેશમાં જનમ્યો છે. લોકોને હજુ પણ એ માટે શંકા છે: એ ભયંકર રાત્રે યમરાજે તેને પોતાનો કરી લીધો.

રાજેન્દ્રને પોતાની ઉણપ દેખાઇ આવી. ભગવાન વાયુદેવની સામે તે તણખલાં જેવો લાગ્યો. મોજાંઓની સામે તે લાચારીથી જોઇ રહ્યો. સરોજ નૌકાના ભોંયરામાંથી નીકળ્યો તેથી તેને અજાયબી લાગી નહિ–પણ તેના મૃત્યુથી તેને લાગી આવ્યું. પોતે મૃત્યુ સાથે–

લીલા સાથે સફર કરી રહ્યો હતો એટલુંજ તેને યાદ હતું: તેને લાગતું હતું કે પોતે જીવંત લીલા સાથે ઉભો રહ્યો હતો. આ ભ્રમણા હતી. સમુદ્ર ભયંકર રીતે ગર્જતો હતો. તેની હોડી વમળમાં સપડાઇ હોય એમ લાગ્યું. તે હસ્યો; રાજસત્તા સામ્રાજ્ય પદ તેને તદ્દન નજીવાં, નિર્માલ્ય લાગ્યાં. પ્રેમ ઉપર એ કોઇ કશી અસર ન કરી શક્યાં.

મોજાંઓ તેની નજીક ધસી આવતાં દેખાયાં. લીલાના શબ પાસે ઉભા રહી તે પ્રાર્થના કરવા લાગ્યો અને ગીતાજીમાંથી स्थितप्रज्ञस्य का भाषा......ના શ્લોકો ઉચ્ચારવા માંડ્યા. હૃદયના ઉંડાણમાંથી તે બોલતો હતો. થોડીવાર પછી તે બોલવા લાગ્યો:

"મારે જાવું પેલે પાર,—માછીડા હોડી તું હંકાર,
આભનો સાગર જળહળ ભરીઓ, માંહી સૂરજને સોમ.
આ આરે છે ધરતીની ભેખડ, ત્યાં છે ચેતન ભોમ—મારે જાવું:
આ કાંઠે છે ધરતીની ભેખડ, ત્યાં છે આત્મારામ
આ આરે મારી દેહ ઉભી છે, મારે જાવું પેલે ધામ—મારે જાવું."

ગીત પૂરું થયું. એટલામાં પહાડ જેવું એક મોટું ભયંકર મોજું આવ્યું અને રાજેન્દ્રને નીચે પછાડ્યો. શરીરે દોરડું વિંટાળી તે મૃત્યુની રાહ જોતો હતો. એકાએક તેને નાનું ને નાજુક મોઢું દેખાયું તે તેની સાથે કોલેજમાં ભણતી-તેની પ્રથમ પ્રેમપાત્રી હતી. દુ:ખથી અને ઉદ્વેગથી તે મુંઝાયો અને બોલ્યો; "માફ કર પ્રિયતમા-માફ કર!"

તેણે કહ્યું: "મારું વૈર લઉં છું."

"નહિ...નહિ...માફ કર. ક્ષમા કર."

થઇ એ પણ સાંભળ્યું. સર રઘુનાથને રાજેન્દ્રની પાછળ મોકલવામાં આવ્યા છે તે ખબર પણ સાંભળ્યા. કીર્તિદેવી પોતાના પાલક પિતાની સાળસગી વાતો સાંભળી રહી હતી. નવ દંપતી આ બધા સમાચારથી ખિન્ન થઇ ગયાં.

પ્રજાના પ્રેમ અને ઉત્સાહ વચ્ચે તેમનો રાજ્યાભિષેક થયો અને તેજ દિવસે મહારાજા જયવંતે આરસનુ એક પ્રેમમંદિર ખુલ્લું મૂક્યું અને તેનું નામ 'લીલા-રાજેન્દ્રની સમાધિ' રાખ્યું. વિધવા મહારાણી એ મંદિરની પૂજારણ બની બાકીનું જીવન વ્યતીત કરવા લાગી.

3૧,૧૨૮

